# નયનધારા



કાવ્ય-સંગ્રહ

કર્તા

'સાલિક' પોપટીઆ.



પાકિસ્તાન ગુજરાતી પબ્લિકેશન્સ

લી માર્કેટ, કરાચી : પાકિસ્તાન

પ્રકાશન બીજું

કર્તા

'સાલિક' પોપટીઆ

જન્મ: ૨૧-૮-'૨૭

ભાવનગર



*

પ્રથમ મુદ્રણ

નવેમ્બર : ૧૯૫૨

પ્રત, ૧૦૦૦

મૂલ્ય :

ભારતમાં સાડા ચાર રૂપીઆ

પાકિસ્તાનમાં ત્રણ રૂપીઆ

ચિત્રકાર : ~...

પ્રકાશક :

ઝીઆઉદ્દીન

પાકિસ્તાન ગુજરાતી પબ્લિકેશન્સ વતી

લી માર્કેટ, કરાચી

પાકિસ્તાન

મુદ્રક :

નટવરલાલ મૂ. માલવી

'ગાંડીવ' મુદ્રણાલય,

હવાડિયા ચકલા, સુરત

કવિતા આ નથી, છે સ્નેહ-તર્પણ;
અને તેથી કરું તુજને જ અર્પણ.

# પ્રકાશકો તરફથી

પાકિસ્તાનમાં વસતા લાખો ગુજરાતી સાહિત્ય–રસિકોને તેમનું પોતાનું વાચન પૂરું પાડવા માટેના શુભ આશયથી ગયા વર્ષે 'પાકિસ્તાન ગુજરાતી પબ્લીકેશન્સ' શરૂ કરાયું હતું. પહેલું પ્રકાશન 'હિના' 'મિલ્લત' પત્રના તંત્રી અને પાકિસ્તાનમાં ગુજરાતી ભાષાની અનેક પ્રવૃત્તિઓના કેન્દ્ર સમા જનાબ માતરીની ટૂંકી વાર્તાઓનું પુસ્તક અપાયું. એને મળેલા સુંદર આવકારથી પ્રેરાઇને આજે આ કાવ્ય–સંગ્રહ પ્રગટ કરીએ છીએ. વાર્તાઓ અને નવલકથાઓ પ્રત્યે જનતાને જેટલું આકર્ષણ છે તેટલી રૂચિ કવિતાનાં પુસ્તકો વિષે નથી એ જાણીએ છીએ. પણ પુસ્તક–પ્રકાશનમાં અમે એક નિયમ ઘડી લીધો છે. જે જે સાહિત્યની અહીં ઊણપ છે એ ઊણપો દૂર કરતાં પ્રકાશનો કરવાં. લાભ કે ખોટનો એ અંગે વિચાર કરવો નથી. જ્યાં ગુજરાતી ભાષાની સેવા એ જ ધ્યેય હોય ત્યાં આવી ગણતરીઓ ક્ષુલ્લક બની જાય છે. ગુજરાતી પબ્લીકેશન્સની સામે એ ધ્યેય છે. ટૂંકી વાર્તાઓનું પુસ્તક આપી ચૂકયા. આ પુસ્તક દ્વારા કવિતાનો રસથાળ કવિતા–પ્રેમીઓ સમક્ષ ધરવાનો પ્રયાસ કરીએ છીએ. એ પછી "બાદશાહ બેગમ" એક ઐતિહાસિક નવલકથાનું પ્રકાશન થશે. જ. માતરીની કલમે લખાયેલી એ નવલકથા પાકિસ્તાનના સર્જાતા ગુજરાતી સાહિત્યનું એક અમૂલ્ય અંગ બની રહેશે.

જીવન–ચરિત્રો, નાટિકાઓ, ઇતિહાસ, બાળસાહિત્ય ઇત્યાદિ વિષય પરના ગ્રંથો આપવાની યોજના વિચારણા પર છે. અમારી આશાઓને સફળતા આપવી એ તો પાકિસ્તાનના ગુજરાતી પ્રેમીઓના સાહિત્ય–રસ પર જ નિર્ભર છે.

—ઝીઆઉદ્દીન

કરાચી } પાકિસ્તાન ગુજરાતી પબ્લીકેશન્સ વતી

# નિવેદન

નયનધારાના પ્રકાશનની જાહેરાત પાકિસ્તાન ગુજરાતી પબ્લિકેશન્સ સંસ્થાએ કરી હતી તે હવે પ્રગટ થાય છે એ આનંદની વાત છે.

કવિતા લખવાની શરૂઆત મેં કૉલેજકાળમાં જ કરેલી.

૧૯૪૬ ના જૂન માસમાં ભાવનગરની સામળદાસ કૉલેજમાં દાખલ થયો ત્યારે બાળપણના કેટલાક સાથીઓ પણ સાથે હતા, મારા ઊર્મિલ હૃદયને કૉલેજનું સ્વતંત્રતાભર્યું – કૈંક સ્વચ્છંદી પણ – વાતાવરણ ખૂબ જ ગમી ગયું. સીવીક્સ, ઈકોનોમીક્સ જેવા વિષયને બદલે સાહિત્યિક વિષયોમાં જ વિશેષ રસ પડતો. વર્ડ્ઝ-વર્થનાં પ્રકૃતિકાવ્યોએ મને મુગ્ધ કરી દીધો. શેલી ને કીટ્સનાં કાવ્યોનું આકર્ષણ પણ ઓછું ન હતું. ફારસીના પ્રોફેસર જનાબ અબ્દુલ હમીદ બ્યાફઝાએ મને ખુશરો અને ઉમર ખય્યામનો રસિયો બનાવી દીધો. હાફિઝ શિરાઝી પાછળ તો જાણે હું પાગલ થયો હતો. તસવ્વુફનાં વહેણમાં પણ ખેંચાયો અને ત્યારથી જ કવિતા લખવાની શરૂઆત કરી. એ પછી તો ભાવનગરના જાણીતા કવિ અને અભ્યાસી શ્રી કપીલરાય ઠક્કર 'મજનુ'નું સાન્નિધ્ય સ્વીકાર્યું, શાયરી માટે જ નહીં, અન્ય ક્ષેત્રોમાં પણ. એમની પાસે ચાર વર્ષ ફારસી, અંગ્રેજી કવિતા–સાહિત્યનો અભ્યાસ કરવાનો લાભ મળ્યો હતો.

અભ્યાસકાળ વિત્યો, જીવનમાં પણ કૈંક પલટો આવ્યો ને ૧૯૪૯ માં ભાવનગર છોડી કરાચી આવ્યો. મારી કવિતાનું અત્યારનું સ્વરૂપ કરાચી આવ્યા બાદ જ ધીરેધીરે ઘડાયું. એનું આંતરસ્વરૂપ ઘડવામાં જીવનમાં આવેલું અણધાર્યું પરિવર્તન અને તેણે જગાવેલી સંવેદના, ને બાહ્ય સ્વરૂપ ઘડવામાં, કાવ્યરચના સંબંધી ભાઈ અનિલના માર્ગદર્શનને કારણભૂત ગણી શકાય.

શરદરાતના પૂર્ણચંદ્રની વરસતી જ્યોત્સ્નામાં કોની સાથે નહાવામાં મઝા આવે ? કોનું ધવલ રૂપ એ શરદરાતની જ્યોત્સ્નાની યાદ આપ્યા કરે ?

હેમંતની કકડતી ઠંડીમાં થરથરતું હૈયું કોની હૂંફ માગે ?

ગ્રીષ્મની આગથી જ્યારે ધરતી ધખી ઊઠે, બોમ જ્યારે દાઝવા લાગે, ઝરતી લૂના એ દિવસો શીતળ કેમ બને ? કોણ બનાવે ?

પ્રથમ વર્ષાથી તૃપ્ત થયેલી ધરતીની મત્ત ફોરમ અતૃપ્ત હૃદયને કેમ વ્યાકુળ કરી મૂકે ? મેહુલાની મુશળધાર ઝડીઓથી છલકાઈ ઊઠેલાં નદી, સરોવરો, તેની અસ્થિર જલસપાટી પર પડતા વીજળી અને મેઘધનુષ્યના લિસોટાઓ, આછી ઝરમરમાં નાહ્યાં પછી કુમળા સોનેરી તડકામાં ચમકતાં લીલાછમ વૃક્ષનાં પાંદડાં, કોનું સાન્નિધ્ય આ બધાં દૃશ્યોનું સૌન્દર્ય પીવાને પ્રેરે ? કોની ચંચળતા પ્રકૃતિની આ બધી ચંચળ લીલા સાથે સરખાવવા પ્રેરે ?

ઝરણ અને સરિતાનાં વહેણ કોનાં જીવનવહેણને સંભારી આપે ? સાગર-મોજાંનાં તોફાન કોનાં તોફાનની યાદ હૃદયમાં જન્માવે ?

ધૂંધળી દિશાઓને વીંધીને આગળ વધતાં ઊગતા સૂર્યનાં સુવર્ણ કિરણ, કોની નજરની યાદ આપી જાય ?

આથમતી સંધ્યાનું રમ્યદર્શન, સમુદ્રનું મંદ્ર ગર્જન, રાત્રિની નીરવતા, તારલાઓનો મલકાટ, કોની યાદને નોતરે ? ને એ યાદ હૃદયને કેમ અને શા માટે ડંખ્યા કરે ?

આવી ઋતુઋતુ, સમયસમય ને સ્થળસ્થળની રમણિય પ્રકૃતિ-લીલાઓ, ને તે જોઈને હૃદયમાં જાગતી વિરહ-મિલનની ભાવનાઓ મારા મોટા ભાગનાં કાવ્યોમાં જણાશે.

એ ભાવનાઓને ક્યાંક ફરીફરી ગૂંથી છે, અને છતાં ય કૈંક કહેવાનું રહી ગયું છે એવો એક પ્રકારનો મીઠો અસંતોષ રહ્યા કરે છે.

મારી કાવ્ય-પ્રવૃત્તિને કરાચી આવ્યા બાદ સતત પ્રોત્સાહન આપતા રહેલા, કરાચીની ગુજરાતી સાહિત્ય-પ્રવૃત્તિના મુખ્ય પ્રણેતા જાણીતા અખબાર-નવેશ 'મિલ્લત'ના તંત્રી જનાબ ફ્રખ્ર માતરીનો પોતાની બહુવિધ રોકાણોમાંથી સમય કાઢી પ્રસ્તાવના લખી આપવા માટે આભાર માનું છું.

મને અનેક રીતે સહાય રૂપ થનાર પાકિસ્તાન ગુજરાતી ગઝલ મંડળના કવિ મિત્રોનો સદ્‌ભાવ પણ ન જ ભૂલું.

પાકિસ્તાન ગુજરાતી પબ્લિકેશન્સના સંચાલકોએ મારી કૃતિઓને પ્રકાશન અર્થે પસંદ કરી તે માટે તેમનો પણ ઋણી છું.

મારા કાવ્ય-ભાવોને ભાવવાહી ચિત્રોમાં અંકિત કરી આપનાર ચિત્રકાર ભાઈ આમિરનો પણ આભાર માનું છું.

મારી સાહિત્યિક પ્રવૃત્તિઓમાં જેમનું માર્ગદર્શન મને ખૂબ જ સહાયભૂત થયું છે, એ મારા પરમ અને સહૃદય મિત્ર શ્રી રતિલાલ-અનિલનો આભાર ન માનું તો કૃતઘ્નિ જ લેખાઉં ને ? મારી પ્રગતિમાં એમનો ફાળો નાનોસૂનો તો નથી જ. મારી કાવ્ય-પ્રવૃત્તિને એમની પ્રેમાળ હૂંફ સદા ય મળી છે અને આ કાવ્ય-સંગ્રહ મેં કલ્પેલા આકર્ષક સ્વરૂપે પ્રગટ થઈ શક્યો છે, તે એમણે કેવળ મિત્રભાવે ઉઠાવેલી જહેમતને કારણે જ.

છેવટે મારા પ્રત્યે જેમની સદા ય મીઠી નજર રહી છે, જેમની શીળી છાયાએ જીવનના પરિતાપો સહન કરવાનું બળ આપ્યું છે એ મારા વડિલ બંધુ મહંમદ હુશેનનો પણ જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

અંતે, ગુજરાતી ભાષા-પ્રેમી સાહિત્યરસિકો સમક્ષ 'નયનધારા' ધરી વિરમું છું.

૨૨-૧૦-૫૨
નૂરે હવા ટોબેકો કંપની
જોડિયા બજાર,
કરાચી

'સાલિક' પોપટીઆ.

# પ્રસ્તાવના

કોઈ પણ રાષ્ટ્રને જીવવું હોય તો એણે પોતાના ભાષા–સાહિત્યને સમૃદ્ધ કરવું પડે. કોમોની મહત્તા એના સાહિત્યથી જ લેખાય છે. માનવી મરી જાય છે પણ એને અમર એની ભાષામાં એણે જે લખ્યું હોય તે રાખી શકે છે. કુર્આન અરબી ભાષાને સૃષ્ટિના અંત સુધી જીવંત રાખશે. અંગ્રેજીના શેક્સ્પિયર, મિલ્ટન, બ્રાઉનિંગ, વર્ડ્ઝવર્થ, શેલી, કિટ્સ, જર્મનનો ગેટે, ફ્રેંચના મોપાસા, ડૂમા, રશિયાના ટોલ્સ્ટૉય, પુશ્કિન, ફારસીના હાફિઝ, સાદી, રૂમી અને જામી, ઉર્દૂના ગાલિબ. અને ઇકબાલ, સંસ્કૃતના કાલિદાસ, બાણ અને ભવભૂતિ આજે જીવતા નથી પણ એમની કૃતિઓ જીવે છે. એ કદી મરશે નહીં. કાળ તેનો નાશ કરી શકશે નહીં. સદીઓએ એ કૃતિના રસપાન કરીને જીવન ધન્ય બનાવ્યાં છે. જે પરબો એ માંડી ગયા, એ દ્વારા લોકો સદીઓ સુધી તરસ છિપાવતા રહેશે. સંસાર ધરાયો નથી – કદી ધરાવાનો નથી.

જે ભાષામાં સાહિત્ય નથી તેનો કોઈ ઇતિહાસ નથી. એ પ્રજાની સંસારમાં કોઈ ગણના નથી. જ્યાં સાહિત્ય નથી ત્યાં સંસ્કૃતિ નથી અને જ્યાં સંસ્કૃતિ નથી ત્યાં કશું જ નથી.

શેક્સ્પિયર અંગ્રેજી ભાષાના ઝંડા રોપી ગયો. રૂમીએ ફારસીના ધ્વજને સદા ય ઊડતો રાખ્યો, ગાલિબે ઉર્દૂની પતાકા ફરકાવી, કાલિદાસે સંસ્કૃતને ચિરંજીવતા બક્ષી. ભાષા ત્યારે જ જીવે જ્યારે ભાષાને તેના ધ્વજધારીઓ સાંપડ્યા હોય; કલા અને કવિતા, વિવેચન અને લલિત સાહિત્યના અનેકાનેક ક્ષેત્રોમાં ઘૂમી જનારા મહારથીઓ તેને પ્રાપ્ત થયા હોય. ભાષા માટીનો એક નરમ લોચો હોય છે. એને ચાકડે ચડાવનાર જોઇએ. એનો ઘાટ ઘડનાર કલાકાર જોઈએ. એમાં રંગ અને આકર્ષણ ભરનાર કસબી જોઈએ. અણઘડના હાથમાં એ પડી જાય તો એનો ઘાટ જ વિકૃત બની જાય. એ ઈંટોની સાંધણપટ્ટીનું સ્વરૂપ પણ એ મેળવી ન શકે. એ માટીને પ્યાર કરનારો જોઈએ. ગંદા પગોમાં મસળનારો–એડીઓથી પીસનારો નહીં. એની માટીથી પગોને ખરડાવનારો નહીં. લાડભરી રીતે ઝૂડીને, હાથે વિવેકભરી રીતે ઊંચકી એનો સુરમો આંખે આંજનારો ભાવુક જોઈએ. એનું જીવન લૂંટનારો નહીં. એના પર જીવન ન્યોછાવર કરનાર આશક જોઈએ. એવો વિરલ, એવો ભવ્ય ભાવનાધારી જોઈએ.

એ દિવસો ભૂલી શકતો નથી જ્યારે પાકિસ્તાન રાષ્ટ્રની ધરતી પર મેં પહેલો કદમ મૂક્યો હતો. આખું જગત કહેતું હતું: "પાકિસ્તાનનું શું?" ઊખડીને આવેલા લાખો નિરાધારોનાં મૂંગાં અંતરો બોલતાં હતાં: "અમારું શું?" જેમના હાથમાં ગુજરાતી કલમ હતી તે પૂછતી હતી: "મારું શું?—અહીં મારું સ્થાન શું?" એનો તત્કાળ કોઈ જવાબ ન હતો. આંખે અંધારાં આવે અને મગજને તમ્મર આવે એવી એ દશા હતી. નવી ધરતી અને નવાં આકાશ હતાં. જાણે કોઈ મેળામાં ચડી ગયા હોઈએ એમ લાગતું હતું. ધક્કા લાગ્યા ને હડસેલા ય આવ્યા—કોણીઓ વાગી ને ભીંસો પણ ભિડાઈ. જ્યારે મેળો મંડાયો હોય ને વચમાં હોઈએ તો એમ પણ થાય. એવા વખતે જેના પગ જમીન છોડી દે, હડસેલાઈ જાય, તે ધક્કા ખાતોખાતો ક્યાંનો ક્યાં નીકળી જાય. ભીંસમાં ગૂંગળાઈને પ્રાણ પણ રૂંધાવી જાય. ગુજરાતીએ અહીં ધરતી પકડવી જોઈએ. અને એણે પકડી—મજબૂત રીતે પકડી. હડસેલા ને ધક્કા, ઠેલા ને ભીંસો હઠી ગયાં. એણે પગો જમાવ્યા ને ચમત્કારો થયા. જ્યાં હિંમત ત્યાં સફળતા, જ્યાં જીવન ત્યાં બધું, જ્યાં હતાશા ત્યાં મોત—વિનાશ, ઘોર સત્યાનાશ.

નવા પ્રશ્નો હતા, એને ઉકેલવાના હતા. નવા ઉમંગો ઉભરાયા, ઉલ્લાસો પ્રગટ્યા. આ કરવું છે ને ધૂન મંડાઈ. ધૂનમાં સાથીઓ શોધાયા, સંઘ ખડો થઈ ગયો. રાષ્ટ્રને અનુરૂપ સાહિત્ય સર્જવા કમર કસી લેવાઈ. જેવું જેનું ક્ષેત્ર. સૌ કામે વળગ્યા. કલમો ચાલવા લાગી. ગુંજારવો ઊઠ્યા. વાટિકામાં કળીઓ વિકસવા લાગી. પમરાટ પ્રસરવા લાગ્યો. મગજો તર થવાં લાગ્યાં. રંગત જામવા લાગી.

આજથી બે વર્ષ પર પાકિસ્તાનની ધરતી પર જામેલી પહેલી કવિતા-મહેફિલનો પમરાટ સૂંઘવા આવેલા રેડિયો-નિયામક જનાબ બુખારીએ કહ્યું: "તમારી ભાષાનો મને સંપર્ક રહ્યો છે. એનાં બધાં અંગો સુવિકસિત છે. તમારી રચનાઓ આઝાદ પાકિસ્તાનની હવાઓની પાંખે ઊંચકીને દૂર દૂરની હવાઓમાં મોકલવાનો મારા હૈયે તલસાટ છે." ઉર્દૂ ભાષાના પ્રખર વિવેચક અને વિખ્યાત સાહિત્યકાર જનાબ અબ્દુલ મજીદ સાલિકે ગુજરાતી કાવ્ય-મહેફિલમાં બેસીને કહ્યું: "તમારી ભાષા આ રાષ્ટ્રની મૂડી છે. એ મૂડીનો અહીં બેધડક વિકાસ કરો. પોતાની થેલીમાં પડેલા સોનાના સિક્કાઓની કિમ્મત જે ન સમજે તેને મૂઢ માનવો. ગુજરાતીનો સિક્કો મૂલ્યવાન છે. પાકિસ્તાન એની પ્રાંતીય ભાષાઓથી સમૃદ્ધ છે. એ સમૃદ્ધિને ઝાકઝમાળ રાખવા સદા ય કટિબદ્ધ રહેજો."

ગુજરાતી કવિતાની, આકાશમાં લાખો તારલાઓની જામે એવી આંતર સંસ્થાનિક મહેફિલમાં મંચ પર ઊભા રહીને પંજાબના ગવર્નર જનાબ ઇસ્માઇલ ચુંદરીગરે લલકાર કર્યો: "પાકિસ્તાનની કોઈ પણ પ્રાંતીય ભાષા કરતાં ગુજરાતી

ભાષા ઉર્દૂથી વિશેષ નજીક છે. એનો ઈતિહાસ ચારસો વર્ષ જૂનો છે. અહીં એના વિકાસ માટેના આવા તમામ પ્રયાસો આવકારદાયક છે." અંગ્રેજીના એક પ્રાણવાન દૈનિકના તંત્રી જનાબ સુલેરીએ ગુજરાતી કાવ્ય-મહેફિલના પ્રમુખ-સ્થાનેથી ઉદ્દેશતાં, ઉત્સાહ રેડતા શબ્દોમાં કહ્યું: "તમારી ભાષા અતિ સમૃદ્ધ છે. કવિ સંમેલનોનો તોડનારો હું તમારી કાવ્ય-સભામાં આવી ચડ્યો એ તમારી ભાષાનું જબ્બર આકર્ષણ છે. ઇસ્લામ કોઈ એક ભાષા પૂરતો મર્યાદિત નથી. એના પ્રસારમાં અનેક ભાષા વાહન બની છે. આ માટે ગુજરાતીએ પાકિસ્તાનમાં વિકસવું જ જોઈએ."

એક વર્ષ પૂર્વે પ્રગટ થયેલ મારા ટૂંકી વાર્તાઓના સંગ્રહ 'હિના'ની પ્રસ્તાવનામાં મે લખ્યું હતું-"ગુજરાતીને સત્તાવાર ભાષા તરીકે પાકિસ્તાન સરકારે સ્વીકારી નથી." આજે આ લખું છું ત્યારે સૌ કોઈ જાણે છે કે સરકારે ગુજરાતીનો રાષ્ટ્રની પ્રાંતીય ભાષાઓમાં સત્તાવાર સ્વીકાર કરી લીધો છે. ત્યારે રેડિયો પર ગુજરાતીનો ગુંજારવ ન હતો-આજે છે. ગુજરાતી સામેના અંધારાં ઉલેચાઈ ગયાં છે. ગુજરાતીએ અહીં જમીન પકડી લીધી છે. વિશેષ સફળતાઓ, વિશેષ સ્વીકારો હજી અચૂક આવવાના છે. પાંચ જ વર્ષમાં આ થઈ શક્યું છે. અશક્ય લાગતું આમ શક્ય બની ગયું છે.

ગુજરાતી કવિતાની મહેફિલોમાં હજારો સાહિત્યરસિકો ઉભરાય છે, કલાકો-ભર એકધારી રીતે કવિતાનું રસપાન કરે છે, ઉર્દૂ કવિઓએ ગુજરાતીમાં કવિતાઓ રચવાનો પ્રયાસ કરી ગુજરાતીને માન આપ્યું છે. ગુજરાતી બહેનોએ ગીતો અને સંગીતની ધૂન વહેતી મૂકી છે. ખાસ ગુજરાતી સ્ત્રીઓના સમારંભોમાં રાષ્ટ્રપિતાની લાડકવાયી બ્હેન મોહતરેમા ફાતેમા જિન્નાહ જેવી મહાન વ્યક્તિએ પણ હાજરી આપી છે.

પાકિસ્તાનમાં ગુજરાતી ભાષાએ આવી ભવ્ય કૂચ માંડી છે. એ કૂચના એક સાથી આ કાવ્ય-સંગ્રહના લેખક છે. ગુજરાતી કવિતામાં એમનો આ નમ્ર ફાળો છે. પાકિસ્તાનમાંથી સર્જાયેલા ગુજરાતી કવિતા-સાહિત્યના પ્રથમ પુસ્તકના રચયિતા તરીકેનું માન એમને ફાળે જાય છે. મુદ્રણ, ગેટઅપ અને કવિતાના કલાત્મક પુસ્તક-પ્રકાશનમાં 'નયનધારા' સારાય પેટા ખંડમાં ગુજરાતી ભાષાનું પહેલું જ આકર્ષક પુસ્તક છે એમ આ પુસ્તકને બિરદાવતાં મને સ્હેજ પણ સંકોચ થતો નથી.

કવિ જુવાન છે અને એના હૃદયે ક્યાંક ક્યાંક એવી કોમળ હૈયાની ઠોકર ઠેસ ખાધી લાગે છે કે એનાં નયનોની ધારા વહી પડી છે. જેની પાસે હૃદય નથી હોતું તે કવિતા-પછી તે કોઈ પણ સ્વરૂપમાં કેમ ન હોય-આપી શકે નહીં. અને જેના હૃદયે ઠોકર નથી ખાધી તેને સંવેદનાનું દર્દ લાધી શકે નહીં.

એ દિવસો ભૂલી શકતો નથી જ્યારે પાકિસ્તાન રાષ્ટ્રની ધરતી પર મેં પહેલો કદમ મૂક્યો હતો. આખું જગત કહેતું હતું: ".પાકિસ્તાનનું શું ?" ઊખડીને આવેલા લાખો નિરાધારોનાં મૂંગાં અંતરો બોલતાં હતાં: "અમારું શું ?" જેમના હાથમાં ગુજરાતી કલમ હતી તે પૂછતી હતી: "મારું શું ? – અહીં મારું સ્થાન શું ?" એનો તત્કાળ કોઈ જવાબ ન હતો. આંખે અંધારાં આવે અને મગજને તમ્મર આવે એવી એ દશા હતી. નવી ધરતી અને નવાં આકાશ હતાં. જાણે કોઈ મેળામાં ચડી ગયા હોઈએ એમ લાગતું હતું. ધક્કા લાગ્યા ને હડસેલા ય આવ્યા – કોણીઓ વાગી ને ભીંસો પણ ભિડાઈ. જ્યારે મેળો મંડાયો હોય ને વચમાં હોઈએ તો એમ પણ થાય. એવા વખતે જેના પગ જમીન છોડી દે, હડસેલાઈ જાય, તે ધક્કા ખાતોખાતો ક્યાંનો ક્યાં નીકળી જાય. ભીંસમાં ગૂંગળાઈને પ્રાણ પણ રૂંધાવી જાય. ગુજરાતીએ અહીં ધરતી પકડવી જોઈએ. અને એણે પકડી – મજબૂત રીતે પકડી. હડસેલા ને ધક્કા, ઠેલા ને ભીંસો હટી ગયાં. એણે પગો જમાવ્યા ને ચમત્કારો થયા. જ્યાં હિંમત ત્યાં સફળતા, જ્યાં જીવન ત્યાં બધું, જ્યાં હતાશા ત્યાં મોત – વિનાશ, ઘોર સત્યાનાશ.

નવા પ્રશ્નો હતા, એને ઉકેલવાના હતા. નવા ઉમંગો ઉભરાયા, ઉલ્લાસો પ્રગટ્યા. આ કરવું છે ને ધૂન મંડાઈ. ધૂનમાં સાથીઓ શોધાયા, સંઘ ખડો થઈ ગયો. રાષ્ટ્રને અનુરૂપ સાહિત્ય સર્જવા કમર કસી લેવાઈ. જેવું જેનું ક્ષેત્ર. સૌ કામે વળગ્યા. કલમો ચાલવા લાગી. ગુંજારવો ઊઠ્યા. વાટિકામાં કળીઓ વિકસવા લાગી. પમરાટ પ્રસરવા લાગ્યો. મગજો તર થવાં લાગ્યાં. રંગત જામવા લાગી.

આજથી બે વર્ષ પર પાકિસ્તાનની ધરતી પર જામેલી પહેલી કવિતા–મહેફિલનો પમરાટ સૂંઘવા આવેલા રેડિયો–નિયામક જનાબ બુખારીએ કહ્યું: "તમારી ભાષાનો મને સંપર્ક રહ્યો છે. એનાં બધાં અંગો સુવિકસિત છે. તમારી રચનાઓ આઝાદ પાકિસ્તાનની હવાઓની પાંખે ઊંચકીને દૂર દૂરની હવાઓમાં મોકલવાનો મારા હૈયે તલસાટ છે." ઉર્દૂ ભાષાના પ્રખર વિવેચક અને વિખ્યાત સાહિત્યકાર જનાબ અબ્દુલ મજીદ સાલિકે ગુજરાતી કાવ્ય–મહેફિલમાં બેસીને કહ્યું: "તમારી ભાષા આ રાષ્ટ્રની મૂડી છે. એ મૂડીનો અહીં બેધડક વિકાસ કરો. પોતાની થેલીમાં પડેલા સોનાના સિક્કાઓની કિમ્મત જે ન સમજે તેને મૂઢ માનવો. ગુજરાતીનો સિક્કો મૂલ્યવાન છે. પાકિસ્તાન એની પ્રાંતીય ભાષાઓથી સમૃદ્ધ છે. એ સમૃદ્ધિને ઝાકઝમાળ રાખવા સદા ય કટિબદ્ધ રહેજો."

ગુજરાતી કવિતાની, આકાશમાં લાખો તારલાઓની જામે એવી આંતર સંસ્થાનિક મહેફિલમાં મંચ પર ઊભા રહીને પંજાબના ગવર્નર જનાબ ઇસ્માઈલ ચુન્દરીગરે લલકાર કર્યો: "પાકિસ્તાનની કોઈ પણ પ્રાંતીય ભાષા કરતાં ગુજરાતી

ભાષા ઉર્દૂથી વિશેષ નજીક છે. એનો ઈતિહાસ ચારસો વર્ષ જૂનો છે. અહીં એના વિકાસ માટેના આવા તમામ પ્રયાસો આવકારદાયક છે." અંગ્રેજીના એક પ્રાણવાન દૈનિકના તંત્રી જનાબ સુલેરીએ ગુજરાતી કાવ્ય–મહેફિલના પ્રમુખ-સ્થાનેથી ઉદ્દેશતાં, ઉત્સાહ રેડતા શબ્દોમાં કહ્યું: "તમારી ભાષા અતિ સમૃદ્ધ છે. કવિ સંમેલનોનો તોડનારો હું તમારી કાવ્ય–સભામાં આવી ચઢ્યો એ તમારી ભાષાનું જબ્બર આકર્ષણ છે. ઈસ્લામ કોઈ એક ભાષા પૂરતો મર્યાદિત નથી. એના પ્રસારમાં અનેક ભાષા વાહન બની છે. આ માટે ગુજરાતીએ પાકિસ્તાનમાં વિકસવું જ જોઈએ."

એક વર્ષ પૂર્વે પ્રગટ થયેલ મારા ટૂંકી વાર્તાઓના સંગ્રહ 'હિના'ની પ્રસ્તાવનામાં મે લખ્યું હતું–"ગુજરાતીને સત્તાવાર ભાષા તરીકે પાકિસ્તાન સરકારે સ્વીકારી નથી." આજે આ લખું છું ત્યારે સૌ કોઈ જાણે છે કે સરકારે ગુજરાતીનો રાષ્ટ્રની પ્રાંતીય ભાષાઓમાં સત્તાવાર સ્વીકાર કરી લીધો છે. ત્યારે રેડિયો પર ગુજરાતીનો ગુંજારવ ન હતો – આજે છે. ગુજરાતી સામેના અંધારાં ઉલેચાઈ ગયાં છે. ગુજરાતીએ અહીં જમીન પકડી લીધી છે. વિશેષ સફળતાઓ, વિશેષ સ્વીકારો હજી અચૂક આવવાના છે. પાંચ જ વર્ષમાં આ થઈ શક્યું છે. અશક્ય લાગતું આમ શક્ય બની ગયું છે.

ગુજરાતી કવિતાની મહેફિલોમાં હજારો સાહિત્યરસિકો ઉભરાય છે, કલાકો–ભર એકધારી રીતે કવિતાનું રસપાન કરે છે, ઉર્દૂ કવિઓએ ગુજરાતીમાં કવિતાઓ રચવાનો પ્રયાસ કરી ગુજરાતીને માન આપ્યું છે. ગુજરાતી બહેનોએ ગીતો અને સંગીતની ધૂન વહેતી મૂકી છે. ખાસ ગુજરાતી સ્ત્રીઓના સમારંભોમાં રાષ્ટ્રપિતાની લાડકવાયી બહેન મોહતરેમા ફાતેમા જિન્નાહ જેવી મહાન વ્યક્તિએ પણ હાજરી આપી છે.

પાકિસ્તાનમાં ગુજરાતી ભાષાએ આવી ભવ્ય કૂચ માંડી છે. એ કૂચના એક સાથી આ કાવ્ય–સંગ્રહના લેખક છે. ગુજરાતી કવિતામાં એમનો આ નમ્ર ફાળો છે. પાકિસ્તાનમાંથી સર્જાયેલા ગુજરાતી કવિતા–સાહિત્યના પ્રથમ પુસ્તકના રચયિતા તરીકેનું માન એમને ફાળે જાય છે. મુદ્રણ, ગેટઅપ અને કવિતાના કલાત્મક પુસ્તક–પ્રકાશનમાં 'નયનધારા' સારાય પેટા ખંડમાં ગુજરાતી ભાષાનું પહેલું જ આકર્ષક પુસ્તક છે એમ આ પુસ્તકને બિરદાવતાં મને સહેજ પણ સંકોચ થતો નથી.

કવિ જુવાન છે અને એના હૃદયે ક્યાંક ક્યાંક એવી કોમળ હૈયાની ઠોકર ઠેસ ખાધી લાગે છે કે એનાં નયનોની ધારા વહી પડી છે. જેની પાસે હૃદય નથી હોતું તે કવિતા – પછી તે કોઈ પણ સ્વરૂપમાં કેમ ન હોય – આપી શકે નહીં. અને જેના હૃદયે ઠોકર નથી ખાધી તેને સંવેદનાનું દર્દ લાધી શકે નહીં.

'નયનધારા'માં જુવાન 'સાલિક' ઝીણું ઝીણું રડે છે—એક એક કડિકામાં, એક એક શબ્દમાં. એ ઉદાસ છે પણ એને એની ઉદાસીનતામાં પણ અજબ એવી મસ્તી લાધી છે. ક્યાંક ક્યાંક એ મસ્તી કલંદરી બની જાય છે. ભગ્નહૃદયી ફિલ્સુફ બને છે તેમ નયનધારાના કવિની કલ્પનાઓ પણ પ્રણયના ભેદો શોધવા અનંત લાગતા આકાશના તારાઓની ઝળકતી અટારીઓની પાછળ બેઠેલી એની મનમોહનાને શોધવા, એના પાલવને સ્પર્શવા અને એના તેજવંતા રૂપ–આકારમાં નખશીખ સમાઈ જવા માટે વિહ્‌વળ લાગે છે.

પ્રણય એ કવિતાનો પાયો છે, દર્દ અને વ્યથા એની ખરી કળાઓ છે. રુદન અને ઉદાસીનતા એના ચમકભર્યા રંગો છે. જગત આંસુ અને વ્યથાથી દૂર રહેવા મથે છે, પણ શેલી અને કિટ્સનું રુદન સૌને ભાવે છે. કલાપીના હૈયાનાં આંસુ સૌને મીઠાં લાગ્યાં છે. આંસુનું એક એક ટીપું હૃદયની કવિતાપંક્તિ છે. 'નયનધારા'માં કવિના હૂંફભર્યા હૈયાનું ગરમ રુદન છે. મને એ રુદન મીઠું લાગ્યું છે. એનો તલસાટ ન જીરવાય એવો હોય છતાં એ માણવાનું જરૂર મન થાય છે.

ચાંદની, સાગર, ઉદ્યાનો, પંખીઓના કલરવ અને આકાશ પર ખીલતાં ચન્દ્રનો 'સાલિક' પોકળ ગાયક નથી. હૈયાને બંને હાથે મસળતો અને ઉન્હા ઉન્હા ઊંડા નિસાસાવાળો હૂંફાળો ગાયક છે. આ દશા માટે એ કોઈને દોષ દેતો નથી. કલંદરી અદાથી એ તો પૂછે છે:

મળ્યું છે હાસ્ય ઉપવનનાં સુમનને,<br>
મળ્યા હસતા સિતારાઓ ગગનને;<br>
ઘણા ખુશ છે ખુદા! તારા જગતમાં,<br>
રુદન શાને મળ્યું મારા જીવનને?

(હું જ અભાગી?)

ના, પ્રેયસીને કંઈ કહેવાય નહીં. સંસારીઓને ઠપકો આપી શકાય નહીં. કઠોર હૃદય જ એ તો એમ કરે. કોમળ હૃદય કોઈને દોષ આપી શકે જ નહીં. અને છતાં આ રુદનમાં પણ એને આવી શ્રદ્ધા છે:

ડોલતી નૈયા, ડોલતું હૈયું સાગરના ઉત્સંગે,<br>
ઉરમાં વાગે પ્રેમની વેણુ ગાશું આજ ઉમંગે,

થાતા આતમના ઝણકાર<br>
કરશું જીવનનૈયા પાર!

(જીવનનૈયા)

વલોવાતા હૃદયની કારમી એકલતાને આવી રીતે એ માણે છે:

મારી આંખો ઊઘડે ને રમ્ય સમણાં શમે,
વેરે હૈયે પ્રસન્નતા રશ્મિ રમે;
હું તો જાણું ને યાદ મને આવતું રે કોણ?

( કોણ? )

ઊડતા પંખીને જોઈને એ પૂછે છે – એ એમ માને છે કે એની પ્રેયસીને પોતાની પાંખો પર બેસાડીને ઊડી જઈ રહ્યું છે. કવિ એના પર ક્રોધ કરતો નથી. એને મારવા માટે ગલોલ ઉપાડતો નથી પણ પ્રેમીને શોભે એવી વિહ્વળતાથી પૂછે છે:

હાથથી છૂટયું, પંખી ભાગ્યું,
પાંખ પ્રસારી ઊડી ચાલ્યું,
મનડું ઊડયું જાય....પંખી!
ક્યાં ઊડીને જાય?

( ઊડી જતાં પંખીને )

આકાશમાં ઊડતું એકેએક પંખી એને પોતાનું મનડું ઉડાવીને લઈ જતું હોય એમ લાગે છે. વિરહમાં ઝૂરતા હૈયાની એ પ્રેયસીને આવા વિવેકથી પૂછે છે:

રક્ત સમા સંધ્યાના રંગો પશ્ચિમે રેલાયે છે,
લાંબાલાંબા ઝાડના ઓળા ધરતી પર પથરાયે છે,
આછાંઆછાં અહીંઆ જ્યારે અંધારાં છલકાયે છે,
નીર સરિતનાં મંદ સમીરની લહરોથી લહેરાયે છે,
પંથે તારા વાટ નિહાળી નયનો થાકી જાયે છે,

( તારી યાદમાં )

અને છતાં ય જ્યારે પ્રિયા નથી આવતી તો એ આ રીતે મન મનાવી લે છે:

રળિયાત ગગનના પાલવ પર સુમસામ સિતારા ચમકે છે,
રમણિય નયનથી ચંદાનાં પણ સ્નેહસુધારસ ટપકે છે,
મગરૂર ચકોરી ઘેલી થઈને વ્યોમ-વિહારે ભટકે છે,
ને ગોદમાં એની ધીરે રહી સ્વપ્નસ્થ હૃદય મુજ સરકે છે,
જે રાતના મીઠાં આવે છે એ રમ્ય સ્વપનનું શું કહેવું!
આશાના ઉછળતા સાગર પર અમ પ્રેમ-મિલનનું શું કહેવું!

( નિદ્રાનું સ્વપ્નજગત )

નિદ્રા, સ્વપ્ન અને એમાં રાચતી કવિની આશા અને એનો ઉછળતો સાગર, અને એ પરનું એની પ્રેયસી સાથેનું મિલન–કેવું મોહક? કેવું સાંત્વનાજનક?

વિરહ છે, ચાહના છે, મિલન માટેની ભારે આતુરતા છે, રૂપનું આકર્ષણ છે, યૌવનના જાદુ છે, જુવાન હૈયું છે, પણ...

કદી સંધ્યાએ જઈ બેસું છું હું સાગર–કિનારા પર,
નજર પણ જઈ ચડે છે કોઈના સરસર ઘરારા પર,
લુભાવા કોઈ આવી જાય છે મુજને ઇશારા પર,
અને શંકા ય આવી જાય છે કોઈને મારા પર;
છતાં વિશ્વાસમાં કોઈ મને લાવી નથી શકતી!
તમો વિણ રાસ દુનિયાની હવા આવી નથી શકતી!
(તમો વિણ...

હૃદયની આવી અટલ વફાદારી પણ એ વર્ણવે છે. કોઈ વાતાવરણ, કોઈ આકર્ષણ તારા વિના મને ચલિત કરી શકતું નથી! આવી વફાદારી સાથે સનમને એ કહે છે: 'બધું ખરાબ હું લઈશ, બધું સારું તને આપીશ!'

ગ્રહી રાખું જીવનની હું નિશાઓને જીવનમાં મુજ,
તમે ઉજ્જવળ પ્રભાતોના ઉદયની ભેટ સ્વીકારો!
(ભેટ સ્વીકારો!)

અને કવિતા–સર્જન માટે પણ એ પ્રિયાને જ માન આપે છે:

યાદ આવી કોઈની 'સાલિક,' લખાવે છે ગઝલ,
હું ન ઇચ્છું તો ય મારાથી કવન થઈ જાય છે.
(કવન થઈ જાય છે)

પ્રિયાના આધારથી જ જીવન છે, એવું કથતાં એ વદે છે:

સુમન સૌરભથી ને સૌરભ સુમનથી,
ચમન પુષ્પોથી ને પુષ્પો ચમનથી;
જગતમાં એમ તો 'સાલિક' ઘણાનાં
જીવન છે એક બીજાનાં જીવનથી. (આધાર)

એકલતા કદી નહીં જોઈએ. પ્રિયા વિના એને જીવન નહીં જોઈએ:

ભલે આંધી અને તોફાન આવે,
ભલે મઝધાર મુજ નૌકા ડુબાવે;
વમળમાં તું ફસે હું પાર થાઉં,
ખુદા ના કોઈ દી એ દી બતાવે. (પ્રિય સાથી!)

અને શું કવિ વાસનાનો ચાહક છે?—ના, નહીં જ!—જુઓ:

કહું છું ક્યાં મને સત્કાર આપો,
કહું છું ક્યાં મને કે પ્યાર આપો;
છે મારી યાચના બસ એટલી કે
જીવનભર ઝૂરવા તમ દ્વાર આપો. (યાચના)

✻

'સાલિક'ના કવિ-હૃદયનાં આંસુઓની આવી માળા છે. હું તો કોમળતાનો આશક છું, ગુણગ્રાહક છું. એની કોમળતાએ મને મુગ્ધ કર્યો છે અને એટલે જ એનો પરિચય પાકિસ્તાનની ગુજરાતી સાહિત્ય-રસિક જનતાને આપતાં મને આનંદ થાય છે. હજી એ શીખે છે, પ્રારંભિક દશામાં છે. પણ આ સંગ્રહને ધ્યાનથી જોનાર જોઈ શકશે કે એનામાં કવિ-હૃદય છે, કલ્પના છે અને કવિ-સુલભ મોહક, કોમળ ભાવનાઓ છે. પાકિસ્તાનના નૂતન ગુજરાતી કવિતા-સાહિત્ય-આકાશનો એ એક તેજસ્વી તારક બની રહેશે એ માટે મને કોઈ શંકા નથી. પાકિસ્તાનના ઘડાતા અને સર્જાતા કવિતા-સાહિત્યમાં 'નયનધારા' એક મૂલ્યવાન પ્રયાસ છે. 'સાલિક'ને એ માટે હું અભિનંદન આપું છું અને ઇચ્છું છું કે બીજા ઊગતા કવિઓ પણ કવિતાના વિવિધ વિષયોના પ્રયોગો કરે. આજની જગત-કવિતાઓનો અભ્યાસ કરે અને નવીનતા લઈને આવે. નવીનતા જ સાહિત્યની ખરી અને નક્કર સમૃદ્ધિ છે.

પાકિસ્તાનની પ્રાંતીય ભાષાઓમાં બંગાળીનું સ્થાન ઊંચું છે. આપણે ગુજરાતી સાહિત્યને અહીં એવી ઉન્નત કક્ષાથી ય આગળ લઈ જવાની ધૂન કેળવવાની છે. આજે 'નયનધારા' એ દિશાની પા પા પગલી છે, પણ આવી પા પા પગલીઓમાંથી જ વિરાટ ડગ ભરવાના છે એ માટે કેમ શંકા ધરીએ?

અને મને આ સંગ્રહનાં ચિત્રો પણ ખૂબ ગમ્યાં છે. કાવ્ય-પંક્તિઓની ભાવનાને ચિત્રકારે આબેહૂબ ઉતારવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રયાસ મુગ્ધકર લાગે છે. મને કહેવા દો કે ભારત, પાકિસ્તાનમાં પ્રથમ જ વાર કોઈ ગુજરાતી કવિની કાવ્ય-પંક્તિઓને ચિત્રકારનો આવો સારો સહકાર સાંપડ્યો હોય. આ સંગ્રહના ચિત્રકાર ભાઈ આમિર નવયુવાન ગુજરાતી કલાકાર છે. અને મને તો આ સંગ્રહના લેખક અને ચિત્રકાર, બન્નેને ગુજરાતી સાહિત્ય-કલાના રસ-રસિકો સમક્ષ રજૂ કરતાં હર્ષ થાય છે. ગુજરાતીઓ પોતાનાં રત્નોની કદર કરતાં શીખશે એ ઘડી ગુજરાતી સાહિત્ય માટે ધન્ય ઘડી હશે. એ આશા સાથે 'સાલિક'ને તેમની કૃતિઓના પ્રકાશન માટે અભિનંદન.

૭ મહોર્રમ ૧૩૭૨<br>
૨૮ સપ્ટેમ્બર ૧૯૫૨<br>
લી માર્કેટ, કરાચી

—કૃષ્ણ માતરી<br>
તંત્રી<br>
'મિલ્લત'

## અનુક્રમ

☆

# મહત્વની શુદ્ધિ

(અહીં માત્ર અતિ મહત્વના અનર્થકારી મુદ્રણદોષોની જ શુદ્ધિ આપી છે. એ સિવાયના મુદ્રણદોષો જોડણીના છે. તેમાં મુખ્યત્વે, ભૂલાવી, રુમઝૂમતી, એજ, ભૂલાશે, અદૃષ્ય, ચિત્કાર, કદીયે, ભલેને, છોને, નિંદ, ખોલને, ખોલને, વ્યાકૂળ, ભૂલાવે, દૃષ્ય, ભૂંસાવી, મીટાવી, જીગર, કહોને, ભૂલાયે, જુઓને, છે. તે અનુક્રમે, ભુલાવી, રૂમઝૂમતી, એ જ, ભુલાશે, અદૃશ્ય, ચીત્કાર, કદી યે, ભલે ને, છો ને, નીંદ, ખોલ ને, ખોલ ને, વ્યાકુળ, ભુલાવે, દૃશ્ય, ભુંસાવી, મિટાવી, જિગર, કહો ને, ભુલાયે, જુઓ ને, જોઈએ. એ સિવાયના અનુસ્વાર વિ.ના દોષો સુજ્ઞ વાંચકો સુધારી વાંચશે એ જ અપેક્ષા.)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૦ | પપીહાની | પપીહાના |
| ૨૩ | ૧૫ | તારલે | તારલો |
| ૩૭ | ૧૫ | ઠડકે | થડકે |
| ૪૨ | ૬, ૧૨, ૧૮, ૨૪ | ઉછળતાં | ઉછળતા |
| ૫૩ | ૨૧ | પ્યારીની | પ્યારની |
| ૫૮ | ૧૯, પછી આ આખી પંક્તિ ઉમેરો; | | |
| | હવે એ જાગવાનાં છે પ્રણય–તોફાન ક્યાં દિલમાં? | | |
| ૬૨ | ૨૫ | ભૂલી ? | ભૂલી ! |
| ૭૧ | ૧૦ | બેદાદ ન બન, | બેદાદ ન કર, |
| ૭૨ | ૧૧ | કહી | કદી |
| ૭૬ | ૭ | કસુમ | કુસુમ |
| ૮૯ | ૮ | આલ્હાદક | આહ્લાદક |
| ૧૧૦ | ૧૭ | મારાં દ્વારે | મારે દ્વાર |
| રુબાઈ | | | |
| ૧૨૭ અણછીપી પ્યાસ | ૪ | શ્વાસ | પ્યાસ |
| ૧૩૩ ઇચ્છા | ૪ | છુપાવું. | છુપાઉં. |
| ૧૪૦ માત્ર કફન | ૧ | વશ્વના | વિશ્વના |
| ૧૪૧ ન હોય | ૪ | ક્રંદન | ક્રંદન |
| ૧૪૫ અંગાર | ૩ | છે ચાલમાં ગ્રહો તો | જો ચાલમાં ગ્રહો તો |
| ૧૫૩ | ૨૦ | મ રું | મારું |
| ૧૬૦ | ૧૯ | –ને | એ |
| ૧૬૩ | ૧૯ | લહેરીએ | લહરીએ |
| ૧૬૩ | ૨૧ | અનિલ–લહેરી ? | અનિલ–લહરી ? |
| ૧૬૮ | ૫ | ક્યાંની | ક્યાંથી |

## હું જ અભાગી ?

મળ્યું છે હાસ્ય ઉપવનનાં સુમનને,
મળ્યા હસતા સિતારાઓ ગગનને;
ઘણા ખુશ છે ખુદા ! તારા જગતમાં,
રુદન શાને મળ્યું મારા જીવનને !



# પધારો!

મહેકે છે શાયરીનું નવલું ચમન, પધારો!
ખીલ્યાં છે ભાવનાનાં મનહર સુમન, પધારો!

વાયે છે મત્ત સૌરભ લઈ સ્નેહનાં સમીરણ,
ઊર્મિના આ ચમનમાં કરવા ગમન, પધારો!

એનાં સુમન સુમનમાં મીઠાં અમી ભર્યાં છે,
ઠારે છે પ્રેમીઓનાં અંતર–દહન, પધારો!

સૌન્દર્યના પિપાસુની પ્યાસ એ છીપાવે,
લેતાં સુવાસ પામે ઉલ્લાસ મન, પધારો!

પામો તો વેદના છે, નીરખો તો એ પ્રણય છે,
પ્રેમી–હૃદયનાં એ છે મોંઘાં સુમન, પધારો!

સુખિયાને કાજ રંગત, દુખિયાનો એ દિલાસો,
પામે કોઈ ખુશી તો કો સાંત્વન, પધારો!

સૌરભ છે ભાવનાની, રંગત છે પ્રેરણાની,
છે દર્દ ને વ્યથાનું એમાં મિલન, પધારો!

પ્રેમી–જનો નીરખશે નિજનું હૃદય ધબકતું,
સહુને જ લાગવાનું નિજનું કથન, પધારો!

સંદેશ દઈ પ્રણયનો ઉપવન વસંત બેઠી,
'સાલિક' કરી રહ્યો છે દિલનું કવન, પધારો!

૧૯૫૨



# ખબર ન્હોતી !

તને મેં કંદરાઓ ઘાટમાં શોધ્યો,
તને મેં પુષ્પના પમરાટમાં શોધ્યો;
તને મેં હર પથિકની વાટમાં શોધ્યો,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

તને મેં પંખીઓની તાનમાં શોધ્યો,
તને મેં જઈ હરેક વેરાનમાં શોધ્યો;
તને મેં જઈ પ્રલય-તોફાનમાં શોધ્યો,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

તને મેં જઈ કદી ગુલઝારમાં શોધ્યો,
પપીહાની 'પીયુ' પોકારમાં શોધ્યો;
ને કોયલના 'કુહૂ' ટહુકારમાં શોધ્યો,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

તને શોધ્યો કદી કાળી ઘટાઓમાં,
તને શોધ્યો કદી મનહર હવાઓમાં;
તને શોધ્યો મેં કુંજોમાં, લતાઓમાં,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

તને શોધ્યો કદી નિર્મળ સરોવરમાં,
તને શોધ્યો કદી માનવના ઘરઘરમાં;
તને શોધ્યો કળામય શિલ્પ–પથ્થરમાં,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !






પરમ સદ્‌ભાગ્ય, જીવનમાં તને પામ્યો !

કદી મેં વીજ-નર્તનમાં તને શોધ્યો,
મધુરા સ્નેહ-ગુંજનમાં તને શોધ્યો;
અરે, તુજ સર્વ સર્જનમાં તને શોધ્યો,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

હું તારી શોધમાં જ્યારે ફરી થાક્યો,
અરે, ચારે તરફ દૃષ્ટિ કરી થાક્યો;
અને હું રાતદિન તુજને સ્મરી થાક્યો,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

પછી જ્યારે નજર નીચી ઝૂકાવી મેં,
અને મુજ દિલ ઉપર દૃષ્ટિ જમાવી મેં;
બધી વાતો, બધી દુનિયા ભૂલાવી મેં,
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

ખરે હું અંતઃદર્શનમાં તને પામ્યો,
ધબકતા ઉરની ધડકનમાં તને પામ્યો;
પરમ સદ્‌ભાગ્ય, જીવનમાં તને પામ્યો !
હતો દિલમાં જ તું બેઠો, મને એની ખબર ન્હોતી !

૧૯૫૧



# પ્રણયઘેલાં

એક રમ્ય સલુણી સંધ્યાએ કંઈ રંગ મનોહર છાયા'તા,
આકાશની સરિતાને આરે કંઈ રૂપ નવાં રેલાયાં'તાં.

ચૂમતી'તી સુમનના પાલવને ઉપવનમાં વસંતો રમતી'તી-,
ને મંદ અનિલની લહેરોથી હૈયાની વીણા ઝણઝણતી'તી.

ટહુકાર 'કુહૂ' કરતી કોયલ વૃક્ષોની ઘટામાં ભમતી'તી,
બુલબુલ શું મધુરું ગાતી'તી, કે શ્વાસ પ્રણયના ભરતી'તી?

વનરાઈ મનોહર વીંધીને એક રમ્ય સરિતા વહેતી'તી,
સાગરના પ્રણયમાં ઘેલી થઈ રુમઝૂમતી હમેશાં વહેતી'તી.

એ તીર–સરિતના વૃક્ષની છાંયે એક કવિ જઈ બેઠો'તો,
ને વહેતી સરિતાને નિજના એ પ્રેમની વાતો કહેતો'તો.

એ દર્દ હતું શું પ્રેમ તણું કે ગીતની ધારા વહેતી'તી?
આંસુઓ બનીને નયનોથી શું પ્રીતની ધારા વહેતી'તી?

સૌન્દર્ય તણી ગાથા એ હતી? ચાહતની કહાની વહેતી'તી?
એ આહ કવિના ઉરની હતી કે એની જવાની વહેતી'તી?

ત્રણ ચાર સહેલી જળ ભરવા ત્યાં નીર સરિતનાં જાતી'તી,
ઝંકાર નૂપુરના થાતા'તા રુમઝૂમતી જવાની ગાતી'તી.

બેડાંઓ લઈ ઝડપી ગતિએ ડગ ભરતી હતી એ રસ્તા પર,
આથમતા સૂરજનાં આછાં કિરણ પડતાં'તાં ચમકતાં બેડાં પર.

કરતી'તી પરસ્પર કંઈ વાતો ક્યારેક મીઠું એ હસતી'તી,
પોતાના મધુરા હાસ્ય થકી વગડાની નીરવતા હરતી'તી.



આઘેથી વહી આવી ત્યાં તો ધીરેથી વ્યથામય સ્વરધારા,
એ સ્વરધારાથી ગુંજી ઊઠ્યો વગડો ને સરિતના બે આરા.

આ પાર કિનારા પર બેઠો ગાતો’તો કવિ કંઈ ગીત કરુણ,
તે પાર કિરણને સંકેલી નમતો’તો ક્ષિતિજે લાલ અરુણ.

સુણતાં જ અચાનક સ્વરધારા ત્યાં એક સહેલી અટકી ગઈ,
જાણે કે વ્યથાના સૂરોમાં એકાદ ઘડી એ ડૂબી ગઈ!

ક્ષણવાર પછી એ બોલીઃ ‘સખી, આ કોણ મધુરું ગાય અહીં ?
વાયુની લહર સાથે કોનું આ ધીમું રુદન લહેરાય અહીં ?

આ ગીત-સૂરોમાં બોલે છે કોઈનું ખચીત્ ભગ્નાશ-હૃદય,
ભગ્નાશ-હૃદયને ડંખી ગયો લાગે છે ખચીત્ કોઈનો પ્રણય !’

બોલે છે સખી ત્યાં બીજી એક : ‘અંધકાર ઉપર જો આવે છે,
રે, ચાલ સખી ! અંધકાર તણો કંઈ ડર ન તને કંપાવે છે !

ઘેલો એ હશે, જે બેઠો છે; ને ગીત અહીં લલકારે છે,-
ને કોઈ અજાણીની યાદે આવેશમાં અશ્રુ સારે છે.

એવા તો ઘણા પાગલ છે અહીં, દુનિયામાં અધૂરા છલકાતા,-
ને પ્રીતનાં જૂઠાં ગીત રચી નાહકના ગમે ત્યાં અટવાતા.

તું ચાલ સખી, ઝટ જળ ભરવા, નિશ્વાસ તું એને ભરવા દે,
એકાંતે હૃદય છો ઠાલવતો, ભગ્નાશ-હૃદયને રડવા દે !’

‘સ્હેવાય નહીં મુજથી એવી તું વાત સખી ! ઉચ્ચાર નહીં,
કોઈને હૃદય તેં દીધું નથી સમજાય તને એ પ્યાર નહીં !

ડાહ્યાંને હમેશાં પ્રેમીઓ ઘેલાં ને દીવાનાં લાગે છે,
સાચે જ મને એ ડાહ્યાંઓ તો પ્યાર વિનાનાં લાગે છે’ !



'રે, ચાલ સખી! જલદી તું કર, ના વાત કર્યે કંઈ વળવાનું;
છે રાત અંધારી માથા પર ને ઘેર છે પાછા ફરવાનું.

'રે, જાવ સહેલી સર્વ તમે મુજને તો હવે અહીં રહેવા દો,
એ વાત કવિથી કરવા દો, એ વાત કવિને કહેવા દો!

શી વાત છે એના અંતરની, અંતરમાં કોની યાદ ભરી?–
એ કોણ હશે, જેની સાથે ઘેલા એ કવિએ પ્રીત કરી?'

'રે, ચાલ હવે ઘેલી ના બન, ચિંતા તું પરાઈ છોડ હવે,
પથરાઈ રહ્યાં છે અંધારાં ઝટ જળ ભરવાને દોડ હવે

મોડું ય થશે પાછા વળતાં, ઘરમાં ય સહુ ચિંતા કરશે,
ચકચાર નકામી થાવાની ને ના કરવાના તર્ક થશે'

'બસ એજ કર્યો મેં નિશ્ચય છે, ના આજ હું પાછી વળવાની,
છો ખાક થતું મારું જીવન, હું તો એ કવિને મળવાની!'

'સહુ પ્રિય સખી, ચાલો આપણ એ પ્રીતની ઘેલી નહિ માને,
એ એકલી છો રોકાય અહીં, રોકાવું અહીં આપણ શાને?'

ચાલી તો ખરી સહુ છોડીને પણ પ્રેમથી પાછળ જોતી ગઈ,–
ને પ્રીતની ઘેલી સહિયર પર બે સ્નેહનાં આંસુ રોતી ગઈ!

આવાઝ–દિશાએ ડગ ભરતી પ્હોંચી એ કિનારા પર બાળા,
જ્યાં વૃક્ષની છાયા નીચેથી વહેતી'તી કવિની સ્વરધારા.

વ્યાકુળ હૃદયના ધબકારા, નયનની આતુરતા;
મુગ્ધાને સહજ એવી લજ્જા, એ બાળાની સંગાથ હતાં.

જોતાં એ કવિને થંભી ગઈ, કંઈ ક્ષોભ અનુભવતી ઊભી,
બાળાના અટકવાની સાથે એ ગીતની ધારા પણ અટકી.



ક્ષણવાર પછી કંઈ ક્ષોભ ત્યજી એક હેતભરી દૃષ્ટિ નાખી,
પૂછે છે કવિને એ બાળા, નયનોને સહજ નીચાં ઢાળીઃ

'એકાંતે અહીં બેસી શાને આ ગીત કરુણ લલકારે છે?
હૈયામાં અજંપો શાને છે, રે, કેમ તું અશ્રુ સારે છે?

તારા આ રુદનથી વગડાનાં જો પુષ્પ, લતા સહુ કંપે છે,
ફફડાટ કરે છે ડાળો પર, પંખી ન ઘડીભર જંપે છે.

રે, કોણ છે એ હૈયા-સૂની; કોનાથી કરી તેં પ્રીત, કવિ?
કાં દર્દ મળ્યું છે હૈયાને, ના કેમ મળ્યા મનમીત, કવિ!'

'એ વાત તું જાણી શું કરશે? ને જાણ્યાથી પણ શું વળશે?
એ વાત સુણીને નાહકની હૈયામાં વ્યથા તું સંઘરશે!'

'રે, છોડ કુમારી! જા પંથે. એ પ્રેમની વાતો જૂઠી છે,
પ્રેમીઓ ઉપર હંમેશ જગતમાં ભાગ્યની દેવી રૂઠી છે.

પણ કામ શું તારે એનાથી? મુજ ભગ્નહૃદય છો રોતું હો,
છો આશ, ઉમંગો હૈયું ને આનંદ જીવન છો ખોતું હો.

છે દર્દ પ્રણયનું એવું કે પરથી એ નહીં પરખાઈ શકે,-
ને ઘાવ હૃદયના એવા છે, ના વાતોથી રૂઝાઈ શકે.

તું બાળ, છે યૌવનને ઉંબર, અંતરનાં હુતાશન શું સમજે?
ભગ્નાશ-હૃદયનાં દર્દ-વ્યથા ને કારમું ક્રંદન શું સમજે?'

'ના, ના, ઓ કવિ! એવું ન કહે, માનવ છું મને પણ છે જ હૃદય,
સ્પર્શે છે મને પણ દર્દ-વ્યથા, જાણું છું હું પણ કે શું છે પ્રણય!

કલ્પ્યાં છે મધુરાં મેં ય સ્વપન, માણી છે મધુરતા મેં એની,-
ને પાત્ર પ્રણયનું કલ્પીને મનમાં જ બની હું યે ઘેલી.





'તે પાર કુમારી, સાંભળ જો શરણાઈ મધુરી વાગે છે,—ને ઢોલ ને ત્રાસાંનો સાથે આવાઝ ગરજતો લાગે છે.

જાણી હું શકું તારી જો વ્યથા, દુઃખભાગી બનું હું તો ય ઘણું,
આત્મીય હું જેને માની લઉં, તેને તો પરાયો કેમ ગણું?'

'રે બાળ, હજી તું નાની છે, એ વ્યર્થ બધી છે, વાત ન કર,
જે પરનો થયો તારો ન થશે, મુજ પ્રેમના ખાલી શ્વાસ ન ભર!

પામર કવિના પ્યાર મહીં આનંદ 'કહાની' થઈ જાશે,
સર્જ્યાં તે નયનમાં સ્વપ્નાંઓ, સહુ અશ્રુ-રવાની થઈ જાશે!

નીરસતા જીવનમાં વ્યાપી જશે ગૂંજશે ન જીવનમાં ગીત મધુ,
આ પંથ પ્રણયનો છે દુષ્કર, નાદાન! સમજ ના પ્રીત મધુ.'

'ઉચ્ચાર નહીં વચનો આવાં હું પ્રીત સ્વજનની તોડીને–
તુજ દર્દમાં ડૂબી આવી છું, હું બીક જગતની છોડીને.

છે એ જ મનીષા મારી કે પરખુંય હૃદયને હું તારા,
થઈ જાય જીવન મુજ ધન્ય અગર, સમજું જો પ્રણયને હું તારા.'

'તે પાર કુમારી, સાંભળ જો શરણાઈ મધુરી વાગે છે,–
ને ઢોલ ને ત્રાસાંનો સાથે આવાઝ ગરજતો લાગે છે.

હો ખ્યાલ તને એ ક્યાંથી, કોના લગ્ન તણી એ લ્હાણી છે!
કોઈએ જીવન સળગાવ્યું છે ને કોઈએ દુનિયા માણી છે!

એક પીંજરનું એ પંખી છે, લાચાર બની પૂરાયું છે;
પાંખો ફફડાવી થાક્યું છે, પણ કોઈ ન વહારે ધાયું છે!

છે ગાય સમી એ બાળા ને દોરાઈ ગઈ જ્યાં દોરી છે,
તન સાથ છૂટે પણ ના છૂટશે, જે પ્રીત હૃદયમાં કોરી છે.

શું યાદ કરું, ને શું ભૂલું! જાગે છે હૃદયમાં કૈંક સ્મરણ!
ભૂલ્યા ન કદી એ ભૂલાશે કીધેલ પ્રણયનાં કૈંક સ્મરણ!



આ પાર કિનારે નૈયા લઈ તે પાર સરિતના જાતો'તો;
એ પ્રેમ–પ્રતિમાની પાસે જઈ પ્રેમનાં ગીતો ગાતો'તો.

એ ચંદ્રવદન પર ન્યોચ્છાવર થાતા'તા ઉમંગો, આશાઓ,
નિત રૂપ મદીલું નીરખીને મળતી'તી પ્રણયને વાચાઓ.

નિત કેશને એના ચૂમીને અંગડાઈ નિશા લઈ ઊઠતી'તી,
ડૂબતી'તી નયનમાં વાદળીઓ, પાલવમાં વસંતો ઝૂમતી'તી.

હું પ્રીતમાં એની ડૂબતો'તો એ નેન–સુધારસ પાતી'તી,–
ને સ્નેહના આંગણમાં રમતી હરખાઈને ઘેલી થાતી'તી.

જકડાઈ જતી જો બાહુમાં છેડાઈ કદી વળ ખાતી'તી,
ક્યારેક વળી નયનો ઢાળી શરમાઈ જઈ મલકાતી'તી.

એવાં તો થયાં છે કૈંક મિલન ને એનાં સ્મરણનો પાર નથી,
હૈયામાં ઊઠે છે ચીસ હવે દુઃખ થાય છે એનાં વર્ણનથી.

આ ક્રૂર જગત અમ બે દિલનો નિર્દોષ પ્રણય દેખી ન શક્યું!
પાષાણહૃદય છે જેનું એ પ્રેમાળહૃદય દેખી ન શક્યું!

દિવસો એ મિલનના ચાલ્યા ગયા રહી ગઈ છે વિરહની રાત્રિઓ,
રે, સાથ પ્રિયાનો છૂટ્યો સાથી થઈ છે વિરહની રાત્રિઓ!

એથી જ હવે સંધ્યાને ટાણે નિત્ય અહીં હું આવું છું,
સમજી ન શકી જે દુનિયા તે નિર્જનને કવન સંભળાવું છું!'

'માન્યું મેં કવિ, તું જે જે વધો, એક વાત તને હું પૂછી લઉં,
મુજ સ્નેહભરેલા પાલવથી તુજ નેનનાં આંસુ લૂછી લઉં.

એવું તો નથી, તારા દિલમાં જે જવાળ ઊઠી ઠારી ન શકે,
તારી એ પ્રિયાને બદલે તું મુજને જ પ્રિયા ધારી ન શકે?



મારી ય જવાની છે ઊગતી, મારું ય ઊછળતું યૌવન છે,
થઈ જાય ઘટાઓ ન્યોચ્છાવર એવાં ય નયનમાં અંજન છે.

મારી ય ચરણરજ ચૂમીને આવે છે વસંતો ઉપવનમાં,
ઝાંખે છે વદન શશિયર મારું, સો વીજ છે મારા નર્તનમાં.

રે, આવ મને લઈ બાહુમાં તુજ જ્વાળ હૃદયની ઠારી લે,
બેચાર ઘડી તું મારામાં તારી જ પ્રિયાને ધારી લે!

રે, આવ તું તારું શીશ તપ્યું, મુજ ગૌર સ્તનો પર ઢાળી દે,
મુજ નેનની ઝળહળ જ્યોતિથી તારાં ય નયન અજવાળી દે.

સહુ દર્દ–વ્યથા તરછોડ હવે, તું રૂપને મારા પેખી જો,
તરસાવ ન તારા અંતરને તારી જ મને તું લેખી જો.'

થઈ મુગ્ધ કુમારીકા વદતી જઈ કેશ કવિના ચૂમે છે,
ઉછળે છે સુધારસ નયનોમાં અંતરમાં ઉમંગો ઝૂમે છે.

નિજ કોમળ હસ્તમાં મસ્તક લઈ સ્પર્શે છે લલાટે હોઠ ધરી,
નિસ્તેજ નયનનાં આંસુઓ લૂછે છે જરા પાલવથી ફરી.

એ શીશ કવિનું ધીરે રહી નિજ ગૌર સ્તનો પર ઢાળે છે,
અંતરનો બળેલો આજ પ્રથમ એ હર્ષથી આંસુ ખાળે છે.

'રે, પેખ કવિ! મુજ નયનોમાં એક દિવ્ય દીપિકા ઝબકે છે,
તું છેડ મિલનનાં ગીત ફરી ઉર-તાર મધુરું રણકે છે.'

શું મોહ ભર્યો'તો વાતોમાં, જાદુ શાં ભર્યાં'તાં સ્પંદનમાં,
નિજ હોશ ગુમાવી બેસે છે, નીરખે છે કવિ શું અંજનમાં?

એ હેતભરેલી આંખોમાં, નિજ પાત્ર પ્રણયનું જુએ છે,
એક વાર ફરી થઈ આનંદિત એ હર્ષનાં આંસુ રુએ છે.





જેના એ મનનમાં ડૂબ્યો'તો એનું જ વદન એ નીરખે છે;
ભૂલે છે કવિ દૃષ્ટિભ્રમમાં ને નિજની પ્રિયા એ પરખે છે.

છે એ જ નયન, છે એ જ વદન, છે એ જ સુંવાળું પુષ્પબદન,
નીરખે છે કવિ એક રમ્ય સ્વપન, થઈ મગ્ન ફરી ઉચરે છે વચનઃ

'સાચે જ પ્રિયા તું મારી છે! તું અન્યની થઈ શકતી જ નથી!
છે કેમ પ્રતિમા સમ મૂંગી, કાં કાંઈ હવે વદતી જ નથી?

અહીં વાટમાં તારી નિત્ય પ્રિયે! હું ગીત વિરહનાં ગાતો'તો,
કહેતો'તો મને તારી જ કથા, જ્યારે ય પવન અહીં વાતો'તો.'

નિજ અંકમાં ધીરે ખેંચીને એ હોઠથી હોઠો ચૂમે છે,
પળવાર ચૂમે છે નયનોને, ઉન્મત્ત બનીને ઝૂમે છે.

નિજ ભાન ભૂલીને પાગલ શું, એ છેહ પ્રણયને આપે છે?
રાચે છે તરંગોમાં ઘેલો શું પ્રીતની દોરી કાપે છે?

તે પાર બની દુલ્હન બાળા નિજ રક્તનાં આંસુ રૂએ છે,–
ને પ્રિયમિલનનાં સ્વપ્નાંઓ અદૃષ્ય થતાં એ જુએ છે.

અંતર છે વિષાદે ડૂબેલું, નિસ્તેજ નયન ને મ્લાનવદન,
રે, લગ્ન સમા શુભ અવસર પર એ શોકમાં ડૂબી છે દુલ્હન.

આ પાર તરંગોની દુનિયા તે પાર નયનની ધારા છે,
બે પ્રાણને જુદા ઝાંખી રહ્યા આકાશે ઝબૂકતા તારા છે.

બેઠી છે દુલ્હનને ઘેરીને સખીઓ તો ખુશીમાં ઘેલી છે,
પજવે છે બિચારી બાળાને નિજ શર્મની માઝા મેલી છે.

શરણાઈ મધુરી વાગે છે દુલ્હાની સવારી આવે છે,
દોડે છે સખી સહુ ઘેલી થઈ દુલ્હાને નીરખવા ભાગે છે.



નંદવાઈ ગયું છે હૈયું ને નંદવાઈ ગઈ છે આશા પણ,
કાં લગ્ન કરીને દેહ તણાં હું સોંપું કોઈને કાયા પણ!

થાયે છે હૃદયમાં અકળામણ બેબાકળી બાળા ઊઠીને,
સમજે ન કરું શું, મુંઝાતી, નિજ ભાગ્ય રહ્યું જ્યાં રૂઠીને!

એક દૃષ્ટિ કરી નિજ દેહ પરે શણગાર–સજ્યાં સહુ તોડે છે,
પળવાર મહીં શું સૂઝી ગયું? એક શ્વાસ ભરી એ દોડે છે.

આથડતી અને પડતી એ તો આવે છે સરિતના આરા પર,
'ઓ થોભ સરિતા, લેતી જા મુજને ય તું તારી ધારા પર'–

એક શ્વાસ ભરીને કૂદે છેઃ 'ના હોય જીવનને કંઈ બંધન,
તુજ પ્રીતની ઘેલી બાળાનાં સ્વીકાર કવિ, છેલ્લાં વંદન!'

ચિત્કાર ઊઠ્યા, પડઘા ય પડ્યા, તંદ્રા ય કવિની તૂટી ગઈ!
જ્યાં ભાન થયું નિજનું એને ત્યાં ભાગ્યની પ્યાલી ફૂટી ગઈ!

'ધિક્કાર હજો મુજ જીવન પર, મેં દેહ વફાને દીધી છે'–
બોલે છે કવિ પાગલ થઈનેઃ 'જે વાત ન માનું, કીધી છે!'

'બાળા રે, હવે તું ચાલી જા, તેં મારી પ્રિયા વિસરાવી છે,
મુજને ય હવે તું જાવા દે, તે પાર, પ્રિયા જ્યાં મારી છે.'

બાળાને મૂકી પૂરપાટ કવિ દોડ્યો, જ્યાં સરિતા વહેતી'તી,
દિનરાત અવર કાજે નિજના પાલવને પ્રસારી રહેતી'તી.

'રે, થોભ કવિ! પાગલ શું બન્યો? ક્યાં જાય છે, ઘેલા! દોડીને?
ક્યાં ભાગ્યને મારા ફોડે છે, ક્યાં જાય મને તું છોડીને?'

પણ શ્યામ નિશાના ઓળાઓ પી જાય છે એની વાણીને,
દોડે છે બિચારી પાછળ ને બોલે છે ફરી એ તાણીનેઃ



'રે થોભ કવિ! પાગલ શું બન્યો? ક્યાં જાય છે ઘેલા! દોડીને?
ક્યાં ભાગ્યને મારા ફોડે છે? ક્યાં જાય મને તું છોડીને!'

શું ભાન કવિને?–દોડે છે; આવે છે સરિતની ધારા પર,
'લઈ જા તું પ્રિયાની પાસ મને, હિલ્લોળતી તારી ધારા પર!'

એ શબ્દની સાથે કાય પડી, સરિતાની સપાટી કંપી ગઈ!
ક્ષણવાર પછી આઘાત શમ્યો, એ શાન્ત બની ને જંપી ગઈ!

ગભરુ પનિહારી બાળાને જ્યાં સાથ કવિનો છૂટે છે,
પટકાઈ પડે છે આરા પર ને શ્વાસ જીવનના તૂટે છે.

તે પાર સવારી દુલ્હાની વેરાઈ ગઈ, વિખરાઈ ગઈ!
આ પાર જીવનની બે જ્યોતો ઝબકીને સહજ બૂઝાઈ ગઈ!

એ શ્યામ નિશાના ઓળાનો અંધકાર સરિત પર છાયો'તો!
શું પાન, સુમન! શું વન, ઉપવન! બસ શોક બધે પથરાયો'તો!

૧૯૫૨





# સાકીને

વાગી રહી છે ઝણઝણ ઝણઝણ સિતાર સાકી !
ગુલ પર થઈ રહી છે ઝાકળ નિસાર સાકી !
છે મસ્ત પ્રકૃતિનો કેવો ખુમાર સાકી !
આવી છે ઉપવનોમાં પાછી બહાર સાકી !
છે હર તરફ છવાઈ જાણે શરાબ સાકી !
તું આવને ફરીથી લઈને શરાબ સાકી !

છે મસ્ત પ્રકૃતિની મનહર બધી અદાઓ,
ધુમ્મસ રચી રહ્યું છે ચારે તરફ ઘટાઓ,–
ને મંદ મંદ ગાતી આવી રહી હવાઓ,
છલકાય છે શરાબી પુષ્પોના મયકદાઓ.
કંઈ બોલ તો ખરો, કંઈ દેને જવાબ સાકી !
તું આવને ફરીથી લઈને શરાબ સાકી !

ના જાય કંઈ લુંટાઈ મુજ દિલની શાદમાની,
વીતી ન જાય આમ જ આવી પળો સુહાની;
નિરસ બની ન જાયે 'સાલિક'ની જિંદગાની,
વીતેલ પળ કદીયે પાછી ન આવવાની,
થોભું હું, એટલી ક્યાં દિલમાં છે તાબ સાકી !
તું આવને ફરીથી લઈને શરાબ સાકી !

૧૯૫૦



# મિલનરાત

મિલનની રાત છે પ્યારી !

ચડ્યો મ્હેતાબ આસ્માને, સિતારાઓ રહ્યા મલકી,
નિશાનાં નેન પલકયાં ને બધે તંદ્રીયતા છલકી.

વિયોગી એ પળો હારી !
મિલનની રાત છે પ્યારી !

તમારા ગાલમાં છુપી હજારો ગુલ તણી લાલી,
જિગરને કેફ ચડતો જ્યાં ચૂમું તમ ઓષ્ઠની પ્યાલી;
ડૂબી જાણે ઘટાઓ છે તમારાં શ્યામ લોચનમાં,
તડપતી વીજળી જાણે તમારાં નેન-નર્તનમાં !

તમારી વાત છે ન્યારી !
મિલનની રાત છે પ્યારી !

તમારા કંઠથી વહેતાં તરંગી ગીત આ મીઠાં !
નયન પાતાં મદિરા ને અધરનાં પાન આ મીઠાં !
તમારા રૂપને પીવા છતાં આંખો રહે પ્યાસી,
વટેમાર્ગુ અમે ઘેલા, તમે છો મ્હેલના વાસી !

તમારી થઈ નસીબયારી !
મિલનની રાત છે પ્યારી !



તમારા મ્હેલના મોહે અમે બહુ દૂરના વાસી,
લઈ વણઝારને આવ્યા, તમારા પ્રેમના પ્યાસી;
પ્રવાસી રાતના આવ્યા સવારે તો જવું પડશે,
તમારો પ્રેમ લઈ દિલમાં જુદા તમથી થવું પડશે!

ફક્ત એક્ રાતની વારી!
મિલનની રાત છે પ્યારી!

ભૂલી જાવી તમારી આ મદિરાની ભરી પ્યાલી,
તમારાં નેનનાં કાજળ, ગુલાબી ગાલની લાલી!
ભૂલી જાવી અધર પરની ચૂમી કેરી બધી લીજ્જત!
તમારાં દર્શની ઝાંખી, તમારા વસ્લનું જન્નત!

જીવન જાશું અમે હારી!
મિલનની રાત છે પ્યારી!

૧૯૫૨





## ઉપેક્ષિતનો સંકલ્પ

ખાલી કરી રહ્યો છું દુનિયામાં દોડધામો,
આવે ન કાજ મારે, દોડીને કોઈ સામો,
પલટું છું માર્ગ નિતનિત, બદલું છું નિત મુકામો,
મળતો નથી પરંતુ મુજને કશે વિસામો,
તો પણ ન દ્વાર પર જઈ કોઈનાં કરગરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

છુટી રહ્યો ભલેને હર એક મુજ સહારો,
તૂટી રહ્યો ભલેને મુજ આશનો મિનારો,
કિસ્મતનો આજ મારો છો આથમે સિતારો,
દેખાય ના નિકટમાં યે શાંત કોઈ આરો.
તોફાન લાખ જાગે તો પણ સફર કરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

આશા ઉમંગના સહુ બૂઝયાં ચિરાગ છોને,
ભડકે બળી રહી હો અંતરમાં આગ છોને
થાતી ખુશીની જીવનથી નાસભાગ છોને,
કરમાય છો સુમન મુજ, ઊડે પરાગ છોને,
આશા ન હો છતાં યે હિમ્મત ન પરહરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

જીવન મહીં થયા છે કંઈ આકરા અનુભવ,
ભીંજાય છે નયનનાં અશ્રુથી ઉરનો પાલવ,
ના કાનને મળે છે સુણવા મધુર કલરવ,
જાણું છું કેટલો છે ઊંડો જીવનનો અર્ણવ,
તોફાન કે વમળ હો પણ એકલો તરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !



લેવા ન હું જગતમાં છો મુક્ત શ્વાસ પામું,
પામું ન પુષ્પ કે ના છોને સુવાસ પામું,
પાસે સરિત હો પણ છોને હું પ્યાસ પામું,
દુ:ખ, દર્દ, વેદના બસ હું આસપાસ પામું,
કંટક ઉપર પથારી જીવનની પાથરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

જોવાને કાજ જોયા વિશ્વે અનેક રંગો,
દુશ્મનની વાત ક્યાં રહી, મિત્રો કરે છે વ્યંગો !
મારા જ મિત્ર થઇને તોડે છે મુજ ઉમંગો !
ને મારી ભાવનાને સમજે છે સહુ ‘ તરંગો ’,
નોખી સફર જીવનની એ કાજ આદરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

જોયા છે વિશ્વમાં મેં ઉંચા બહુ મહાલય,
જોયાં છે, જામ, મયકશ, સાકી, ઘટા, અને મય,
ભટક્યો છું મસ્જીદોમાં, મંદિર અને સુરાલય,
સાકી મળ્યા ઘણા પણ પૂરો થયો ન આશય,
ઇચ્છિત ધ્યેય-પ્રાપ્તિ માટે હજી ફરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

છોને જીવનમાં કોઈ મુજને મઝા ન આવે,
ઈર્ષ્યાળુ આ જગતને મારી દયા ન આવે,
ચાહું છતાં ય પાસે મારી કઝા ન આવે,
દિવસો ય જિંદગીના પૂરા થવા ન આવે,
નૈયા કિનાર નહિ તો મઝધાર લાંગરીશ હું !
ખુદ્દાર થઈ જીવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !



વિશ્વે નહીં મળે જો મુજને કોઈની ચાહત,
દુઃખ, દર્દ વેદનાની એવી ચણીશ ઈમારત,
આંસુથી મારાં, એમાં એવી ભરીશ કરામત,
મુજને મળી જવાની એમાંય એક રાહત,
કરશે ન કો સ્મરણ મુજ સહુને ય વિસ્મરીશ હું !
ખુદ્દાર થઈ જીંવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

બોલાવે કોઈ ના છો મુજને કરી ઈશારત,
મુજ કાજ ના કરે છો કોઈ દુઆ ઇબાદત,
'સાલિક'ને જિંદગીમાં મળતી ન છો લતાફત,
ખુદ્દાર જિંદગીની રહી જાય આન, ઈજ્જત,
ઇજ્જતનું મોત પામી દુનિયાને પરહરીશ હું !
ખુદ્દાર થઈ જીંવ્યો છું, ખુદ્દાર થઈ મરીશ હું !

૧૯૫૨





## તારો ખર્યો....

વિશ્વ પર ચારે તરફ અંધકાર પથરાયો હતો,
શ્યામ પાલવ રાત્રિનો સર્વત્ર લંબાયો હતો.

પ્રાણીઓ પૃથ્વી ઉપર આરામથી પોઢયાં હતાં,
માત્ર તારાઓ હતા આકાશ ઉપર જાગતા.

પ્રકૃતિ મૂંગી હતી કંઈ શૂન્યતા છાઈ હતી,
ઊંડા ચિંતનમાં ડૂબાડે એવી તનહાઈ હતી.

એ સમે કોઈ કવિ ત્યાં જાગતો બેઠો હતો,
મીટ માંડી આભ પર કંઈ શોચતો બેઠો હતો.

દૂર, ટમટમતો ગયો ત્યાં આભથી તારો ખરી,
જેમ કોઈ અશ્રુબિન્દુ આંખથી જાયે સરી.

એ નિહાળીને કવિના મન મહીં આવ્યો વિચાર;
માનવી-અંજામનો શું આ નથી સાચો ચિતાર?

આ જીવનની જ્યોત પણ છે આભના તારા સમી,
રહી જશે બુઝાઈ વિશ્વે ચાર દિન એ ટમટમી.

તારલો ખરતાં ય પાછળ તેજ વેરી જાય છે,
માનવી પણ એમ પાછળ યાદ મૂકી જાય છે.

થાય છે ઈન્સાનનું પણ વિશ્વમાં આવું પતન,
ખાકથી સર્જાયલા થઈ જાય છે એમાં દફન.

ચાર દિન આ વિશ્વની બાઝારમાં ઘૂમી, ભમી,
ખાક-મૂર્તિ આખરે જઈ ખાકમાં જાતી શમી.



તો પછી આ દેહના શણગાર સહુ શા કામના?
આ વિલાસો, વૈભવો, સાધન બધાં અંજામનાં...!

રંગરાગો પર છતાં કાં માનવીને ચાહ છે?
આ વિલાસી જિંદગી એ તો ફનાનો રાહ છે!

માનવી આ સત્ય સારું, કેમ ભૂલી જાય છે?
કેમ એ જગના ફરેબી મોહમાં લપટાય છે?

જિંદગી ફાની પરે એ નાજ કરતો કાં ફરે?
ને વિનાશી દેહ પર એ સાજ કરતો કાં ફરે?

જિંદગી ફાની પરે કરતો કવિ આવા વિચાર,
વાયુ એકાએક ત્યાં આવી ચઢયો કરતો વિહાર.

ફાની જીવનની બધી એ વાત વિસરાઈ ગઈ,–
ને કવિની નિંદ-ઘેલી આંખ પણ મીંચાઈ ગઈ!

૧૯૫૧








# ગીતો

પ્રસન્નતા પ્રેરે દામ્પત્યે એ સૌરભ અણમૂલ,
મ્હેંકો મ્હેંકો જીવનભર એવાં વેણીનાં ફૂલ !

## જીવનનૈયા

કરશું જીવનનૈયા પાર!
કરશું જીવનનૈયા પાર!

આભને આરે છાયો પેલા સૂર્ય તણો ચળકાટ,
હૈયે જાગે પ્રેમના ભાવો, આંખોમાં તલસાટ!

જાશું આશાને અણસાર!
કરશું જીવનનૈયા પાર!

ડોલતી નૈયા રમ્ય ઉભયની સાગરના હિલ્લોળે,
આજ ભિંજાતું હૈયું એની ઊંચે ઊડતી છોળે!

ઝણઝણ ઉર-વીણાના તાર!
કરશું જીવનનૈયા પાર!

ડોલતી નૈયા, ડોલતું હૈયું, સાગરના ઉત્સંગે,
ઉરમાં વાગે પ્રેમની વેણુ, ગાશું આજ ઉમંગે!

થાતા આતમના ઝણકાર
કરશું જીવનનૈયા પાર!

૧૯૫૨



# ફૂલડાં

કોઈ લેજો લેજો રે મારાં ફૂલડાં,
હો, કોઈ લેજો લેજો રે મારાં ફૂલડાં!

ગોતી ગોતી હું ભમી વનવનની વાટ રે,
નીરખ્યાં નીરખ્યાં મેં એના મોંઘા મલકાટ રે,
આંખોમાં જાગ્યા મારી મીઠા તલસાટ રે,

હું તો ચૂંટી ચૂંટીને લાવી ફૂલડાં,
હો, કોઈ લેજો લેજો રે મારાં ફૂલડાં!

એમાં ભર્યા છે મારા હૈયાના રંગો,
એમાં ભર્યા છે મારા ઉરના ઉમંગો,
એમાં ભર્યા છે મારા મનના તરંગો,

મોંઘાં મોંઘાં છે એનાં મૂલડાં,
હો, કોઈ લેજો લેજો રે મારાં ફૂલડાં!

મ્હેંકે મ્હેંકે રે મારાં ફૂલડાંઓ છાબમાં,
નાચે રે હૈયું મારું આનંદ-રાગમાં,
હૈયાના ભાવ મારા તરતા યે આંખમાં,

ગાવાં ગાવાં છે એનાં ગીતડાં!
હો, કોઈ લેજો લેજો રે મારાં ફૂલડાં!

૧૯૫૦



# સોણલું

સખી, આજ મને મીઠું એક સોણલું આવ્યું,
સોણલું આવ્યું ને મારા મનને ભાવ્યું,
સખી, આજ મને મીઠું એક સોણલું આવ્યું !

સોણલામાં જાણે મારા સાજન પધાર્યા,
હૈયાના હાર, મારા જીવન પધાર્યા,
એવું મને મીઠું એક સોણલું આવ્યું !

સાજન પધાર્યા મેં તો મોતીએ વધાવ્યા,
આંગણામાં મારા, રૂડાં પુષ્પો બિછાવ્યાં,
તોય મારા પ્રિતમને ઓછું આવ્યું !

પ્રિતમને મીઠાં મીઠાં ગીત મેં સુણાવ્યાં,
રૂઠયા પ્રીતમને સખી, પાછા મનાવ્યા,
હૈયામાં મારા મીઠું હેત ભરી આવ્યું !

આંખોથી આંખ મળી, દિલમાં સમાવ્યા,
મારા મનડાના માલિકને મનમાં વસાવ્યા,
આંખોમાં હૈયાનું હેત તરી આવ્યું !

૧૯૫૧



# રાસ રમવા આવો !

રમવા આવો રાસ રમવા આવો,
હો, પૂનમની રાત છે રમવા આવો,
રાસ રમવા આવો !

આભલે રમે છે પેલી ચંદ્રિકા,
એની સંગે રમે છે તારલા,
રાસ રમવા આવો !

નાચે નાચે છે રૂડા મોરલા,
રાસ રમત્યું કરે ઢેલ–સંગમાં,
રાસ રમવા આવો !

ખીલ્યાં ખીલ્યાં છે કેવાં આ ફૂલડાં,
ઝૂલે ઝૂલે છે ડાળ ડાળ પંખીડાં,
રાસ રમવા આવો !

ધીમા ધીમા ને મીઠેરા તાનમાં,
ટહૂકે ટહૂકે છે આંબાએ કોકીલા,
રાસ રમવા આવો !

ગાશું ગાશું કે મધમીઠાં ગીતડાં,
રાસ રમશું સહેલી સહુ સંગમાં,
રાસ રમવા આવો !

૧૯૫૦



એક તારો, એક તારો...
મારી હૈયાની ઊર્મિનો તિખારો,
એક તારો...

રૂડો આકાશે એ તો વરતાય છે,
છાનો છાનો એ ધીમું મલકાય છે;
શીળી ચંદ્રિકાની સાથ નાચનારો,
એક તારો...

એના ઉજાશ મારા હૈયે પથરાય છે,
એના મલકાટે મારું મનડું મલકાય છે;
મારા જીવનનો એકલ સહારો,
એક તારો...

રૂડાં રૂડાં ગીત એનાં રે ગાઉં હું,
નીરખી નીરખી એને હૈયે હરખાઉં હું;
આવે રાતભર એના વિચારો,
એક તારો...

૧૯૪૯



ઝૂલે ઝૂલું હું ઝૂલે ઝૂલું,
હૈયાની ઊર્મિઓને ઝૂલે ઝૂલું
ઝૂલે ઝૂલું...
ઝૂલે છે જેમ નીર સાગર–તરંગનાં,
ઝૂલે છે ડાળ ડાળ ફૂલ રંગરંગનાં,
ઝૂલે ઝૂલું એમ ઝૂલે ઝૂલું,
હૈયાની ઊર્મિઓને...

ઊડું ઊડું હું ઊડું ઊડું,
કલ્પનાની પાંખ પર ઊડું ઊડું,
ઊડું ઊડું...
ઊડે છે જેમ પેલાં પંખીડાં આભમાં,
ઊડે જ્યમ સારસી સારસના સંગમાં,
ઊડું ઊડું...

નાચું નાચું હું નાચું નાચું,
પ્રીતમની સંગ સંગ નાચું નાચું,
નાચું નાચું...
નાચે જેમ ચંદ્રિકા તારાની સંગમાં,
નાચે છે જેમ ઢેલ મોરલાના સંગમાં,
નાચું નાચું...

૧૯૪૯



# કોયલને

'કુહૂ' 'કુહૂ' બોલ કોયલ!
'કુહૂ' 'કુહૂ' બોલ!

શ્રાવણ-હેલી, માઝમરાતો,
જાગે જાગે ઝંઝાવાતો,
હૈયું તારું ખોલ કોયલ!
'કુહૂ' 'કુહૂ' બોલ!

મીઠાં તારાં ગીત મધુરાં,
જાગે મનમાં મીત મધુરા,
મીઠું મીઠું બોલ કોયલ!
'કુહૂ' 'કુહૂ' બોલ!

હૈયું તારું ખોલને કોયલ!
મીઠું મીઠું બોલને કોયલ!
રમ્ય ઘડી અણમોલ, કોયલ!
'કુહૂ' 'કુહૂ' બોલ!

પીયુ મારા પ્રેમના પ્યાસી,
કરતી પળપળ યાદ હું દાસી,
હૈયું મુજ હીંચોળ, કોયલ!
'કુહૂ' 'કુહૂ' બોલ!



પ્રીત અનોખી પ્રીતમ પ્યારા,
ગાવા એનાં ગીત મધુરાં,
હૈયામાં રસઘોળ, કોયલ!
'કુહૂ' 'કુહૂ' બોલ!

તું પણ ગા ને હું પણ ગાઉં,
ઊર્મિને ગીતે છલકાઉં,
પ્રેમ મહા અણમોલ, કોયલ!
'કુહૂ' 'કુહૂ' બોલ!

૧૯૫૧





# ઊડી જતાં પંખીને

ક્યાં ઊડીને જાય, પંખી!
ક્યાં ઊડી ને જાય!

આગળ જો ગિરિમાળ ખડી છે,
આભે ઘટા ઘનઘોર ચડી છે,
આગળ જઈ પસ્તાય પંખી!
ક્યાં ઊડીને જાય!

આકાશે છાયાં અંધારાં,
ઝળઝળ વીજળીના ઝળકારા,
ક્યાં જઈ તું અટવાય પંખી!
ક્યાં ઊડીને જાય!

ખૂબ ઊંચે તું આભે ચઢશે,
કોમળ પાંખો તૂટી પડશે,
શાને ઘેલું થાય પંખી!
ક્યાં ઊડીને જાય!

તુજ વિણ મુજને પ્રીત મળે ક્યાં?
ગીત મળે, મનમીત મળે ક્યાં?
ક્યાં છોડીને જાય પંખી!
ક્યાં ઊડીને જાય!

હાથથી છૂટયું, પંખી ભાગ્યું,
પાંખ પ્રસારી ઊડી ચાલ્યું,
મનડું ઊડયું જાય....પંખી!
ક્યાં ઊડીને જાય!



# મુક્ત પંખીડાં

મુક્ત વિહરતાં પંખીડાંઓ ક્યાં જઈ પોરો ખાશે ?
નીલ ગગનના આરે એની કોણ ત્યાં વ્હારે ધાશે ?
મુક્ત વિહરતાં પંખીડાંઓ....

યુગયુગથી ઉડનારા પંખી પાંખોની પતવારે,
ચાલ્યાં જાશે દૂર ગગનમાં હિમ્મતના સંચારે,
ઉડનારા આકાશે પંખી ઉડનારા આકાશે !
મુક્ત વિહરતાં પંખીડાંઓ...

દિવ્ય પ્રભાનાં પગરણ થાતાં અજવાળું પથરાશે,
કિલકિલતા સહુ માળે બેસી ગીત મધુરાં ગાશે,
ફફડાવી નિજ કોમળ પાંખો નીલ ગગનમાં ધાશે.
મુક્ત વિહરતાં પંખીડાંઓ....

વાદળીઓથી વાતો કરતાં રમશે નભના ખોળે,
મંદ સમીરની છોળો એને ઉત્સંગે હિલ્લોળે,
જંપવા પાછા ફરશે જ્યારે અંધારાં છલકાશે.
મુક્ત વિહરતાં પંખીડાંઓ....

૧૯૫૨



## પ્રીતમ !

કાજળઘેરી રાત પ્રીતમ !
કાજળઘેરી રાત !

ઝરમર ઝરમર મેહુલો વરસે,
તુજ વિણ મારી આંખો તરસે,
હૈયે ઉલ્કાપાત પ્રીતમ !
કાજળઘેરી રાત !

ઝળઝળ આભે વીજળી ઝબકે,
થરથર મારી કાયા કંપે,
જાગ્યા ઝંઝાવાત પ્રીતમ !
કાજળઘેરી રાત !

કાજળઘેરાં ઘોર અંધારાં,
તુજ વિણ ચેન ન આવે પ્યારા,
સાંભળ દિલની વાત પ્રીતમ !
કાજળઘેરી રાત!

તુજ વિણ મારું હૈયું ઠડકે,
આંખોમાંથી અશ્રુ ટપકે,
દિલમાં કંઈ આઘાત, પ્રીતમ !
કાજળઘેરી રાત !

૧૯૫૦



## પ્રિયતમ

ગયા ખેંચી સુમનના છોડ પાસે,
હૃદય મ્હેંકી રહ્યું મારું સુવાસે,
રહ્યા મૂંગા સહજ મીઠું હસીને,
જરા ધીરે સુમન નવલું ચૂંટીને,
દીધું મુજ હાથમાં આંખો મિલાવી,
પ્રણયના ભાવ આંખોમાં બતાવી !

રહ્યા છેડી હૃદયના તાર છાના !
કરી ઉર પર ગયા એ વાર છાના !

હૃદય મારે મધુરાં ગીત જાગ્યાં !
અને મનમાં મધુરાં મીત જાગ્યા !

રહી હું મૌન, કંઈ બોલી શકી ના,
હૃદય મારું અરે, ખોલી શકી ના !

સહજ ધીરે સુમન ચાંપી હૃદયથી,
અને ચૂમી, ધર્યું પાછું વિનયથી.

સુમન સાથે લીધા મુજ હાથ પકડી,
અને ત્યાં અંકમાં મુજને ય જકડી !

અધર ચૂમ્યાં, વદન ઊંચું કરીને;
પ્રણયચેષ્ટા મધુરી આદરીને.

નયન મળતાં નયન પાછાં વળ્યાં મુજ,
શરમના ભારથી નીચાં ઢળ્યાં મુજ.

ઉભય વચ્ચે, સુમન મૂંગાં ય મલક્યાં !
નયનથી નીર હર્ષાશ્રુનાં છલક્યાં !

૧૯૫૧



# તારી યાદમાં

સાથ મળી સહુ સહિયર જ્યારે ગીત મધુરાં ગાયે છે,
સરકી પાલવ માથા પરથી જ્યારે ઊડ ઊડ થાયે છે,
અંતર-શિઘડ્યાં સમ કેસૂડાં મીઠું કંઈ મલકાયે છે,
વ્યોમવિહારે નીકળી ચંદા ધવલ સુધારસ પાયે છે;
ત્યારે મારી આંખથી બે ત્રણ અશ્રુ ટપકી જાયે છે,
યાદમાં તારી પ્રીતમ, મારી આંખો ભીની થાયે છે.

તારકવૃંદો ઉમટે છે રજનીનું યૌવન જાગે છે,
દૂર કોઈ જંગલમાં જ્યારે મીઠી વેણુ વાગે છે,
દૃશ્ય મનોહર લાગે છે સહુ, રાત મઝાની લાગે છે,
વિહવળ મનડું ત્યારે તારાં પ્રેમ-સમર્પણ માગે છે;
પળપળ ઝૂરે હૈયું મારું એકલડું ગભરાયે છે,
યાદમાં તારી પ્રીતમ, મારી આંખો ભીની થાયે છે.

રમ્ય સલુણી જ્યારે ઉષા ધીમે પગલે આવે છે,
તરુવર-ડાળે બેસી કોયલ જ્યારે કુક જગાવે છે,
જાગી પંખી માળે બેસી જ્યારે શોર મચાવે છે,
મોર કળા કરતાં જ્યાં ઢેલડ સંગે નાચ રચાવે છે;
જાગે હૈયે પ્રેમ-ઉમંગો, ઊર્મિઓ ઉભરાયે છે,
યાદમાં તારી પ્રીતમ, મારી આંખો ભીની થાયે છે.

રક્ત સમા સંધ્યાના રંગો પશ્ચિમે રેલાયે છે,
લાંબા લાંબા ઝાડના ઓળા ધરતી પર પથરાયે છે,
આછાં આછાં અહીંયા જ્યારે અંધારાં છલકાયે છે,
નીર સરિતનાં મંદ સમીરની લહેરોથી લહેરાયે છે;
પંથે તારા વાટ નિહાળી નયનો થાકી જાયે છે,
યાદમાં તારી પ્રીતમ, મારી આંખો ભીની થાયે છે.

૧૯૫૧



# કોણ ?

મારી નિંદરના ઝૂલણે ઝૂલતું રે કોણ ?
મારા સમણાના મ્હેલમાં મ્હાલતું રે કોણ ?
મારી નિંદરના ઝૂલણે ઝૂલતું રે કોણ ?

હું તો પાંખો વિહંગની લઈને ઊડું,
મારા મનના તરંગમાં નાચું ઝૂમું;
મારા હૈયામાં રંગ ભરી લાવતું રે કોણ ?

મારી પાંપણ પલકે ને બધે તંદ્રા છલકે,
મારાં નેણલાંને આંજતા તારા ઝબકે;
મારાં શ્યામલ લોચનિયાંને ચૂમતું રે કોણ ?

મારી આંખો ઊઘડે ને રમ્ય સમણાં શમે,
વેર હૈયે પ્રસન્નતા રશ્મિ રમે;
હું તો જાગું ને યાદ મને આવતું રે કોણ ?

જુલાઈ ૧૯૫૨





# નયનધારા



મુખમ્મસ

મુસદ્દસ

રુદન જ્યારે હૃદયમાં ના સમાયું,

# પ્રથમ પરિચય

વિતાવ્યા'તા જે તારી સાથ દિવસો યાદ આવે છે,
હજી રૂડી રહીને તારી યાદ પણ દિલને સતાવે છે,
હજી તારા વિચારોમાં ન રાત્રે નીંદ આવે છે,
હજી રડતાં નયન થાક્યાં નથી, અશ્રુ વહાવે છે;
અને તુજ આગમનની દિલ હજી શ્રદ્ધા ધરાવે છે.
હજી પણ યાદ છે ઘડીઓ મને પ્હેલા પરિચયની,
છલકતી'તી હજારો પ્યાલીઓ તુજ નેનથી મયની,—
ને મયકશને મળી રહી'તી મઝા જાણે સુરાલયની,
પડી'તી ક્યાં મને તુજ પ્રેમ વિણ કો અન્ય આશયની?
હજી એ યાદના દીવા નિશા નિત ઝગમગાવે છે.
ભલે પ્હેલા પરિચયમાં પ્રણય-ઉદ્ગાર ન્હોતા થ્યા,
પ્રણયનાં ગીતમાં જો કે ઉભય એક્તાર ન્હોતાં થ્યાં,
નજર ન્હોતી ઢળી તારી, નયનના વાર ન્હોતા થ્યા,
પ્રણય ને રૂપ વચ્ચેના શરૂ વ્યવહાર ન્હોતા થ્યા;
પરમ સદ્ભાગ્યની કિન્તુ, પળો એ યાદ આવે છે.
કે જ્યારે એક દી તું કલ્પનામાં ચૂર બેઠી'તી,
તડપતી સ્નેહધારા વિણ ખરે મજબૂર બેઠી'તી,
સજી શણગાર યૌવનના કંઈક આતૂર બેઠી'તી,
કે મલમલના દુપટ્ટામાં તું જાણે હૂર બેઠી'તી;
હજી એ દૃશ્યની ઝાંખી સ્મરણ આંખોમાં લાવે છે.
અચાનક આગમનથી મુજ, જરા ખંચકાઈ તું ગઈ'તી,
રહી'તી મૌન પણ હોઠો મહીં મલકાઈ તું ગઈ'તી,
કે ડંસી હો નજરની નાગણી, વળ ખાઈ તું ગઈ'તી,
વમળમાં પ્રેમ-સરિતાના ખરે ખેંચાઈ તું ગઈ'તી;
સ્મરી એ પ્રેમ તુજ 'સાલિક' હજી અશ્રુ વહાવે છે.
ઑગષ્ટ ૧૯૫૨



## તારું આગમન

હતી અંધારી રજની ને થયું'તું આગમન તારું,
પ્રફુલ્લિત પુષ્પ સમ તો યે હતું હસતું વદન તારું,
કમળની પાંખડી સમ કંપતું'તું ગુલબદન તારું,
અને લજ્જિત નયન કરતાં હતાં અંતર-કથન તારું,
કદી મુજ દ્વાર આવી'તી તું દેવાને જીવન તારું !

પ્રણયરંગે ઉમંગોના સજી શણગાર આવી'તી,
જીવન મ્હેં'કાવવા સૌરભ બની પળવાર આવી'તી,
અરે તું પ્યારમાં મારા બની લાચાર આવી'તી,
મિલાવાને હૃદયના તાર સાથે તાર આવી'તી,
ન ભૂલાશે જીવનભર એ કદી યે આગમન તારું !

નયન લજ્જિત ઢળ્યાં નીચાં સહજ શરમાઈ બેઠી'તી,
ન જાણે પ્રેમચેષ્ટાના ડરે ગભરાઈ બેઠી'તી,
અડોઅડ તો ય મારી પાસ તું અકડાઈ બેઠી'તી,
છતાં મનમાં તો તારા તું ખરે મલકાઈ બેઠી'તી,
સહજ સ્પર્શે સરકતા હાથ પણ, રેશમબદન તારું !

પછી ધીમે રહીને તેં વદન ઊંચું કરી જોયું,
અને જાણ્યે અજાણ્યે મુજ પ્રતિ જ્યારે ફરી જોયું,
પ્રણય-તરસ્યાં નયન, મીઠી નજરથી કરગરી જોયું,
અરે તેં એક ક્ષણમાં યે અજબ આંખો ભરી જોયું,
અને ધીમી હલકથી તેં પછી છેડ્યું કવન તારું !



મૃદુ ગાતી રહી તું, તાનમાં હું ચૂર થઈ બેઠો,
બધું ભૂલી ગયો તુજ સૂરમાં ચકચૂર થઈ બેઠો,
સમજવા હું કવન તારું અતિ આતૂર થઈ બેઠો,
ડૂબીને ગાનમાં તારા અરે મજબૂર થઈ બેઠો,
જીવનભર શું હવે છોડે હૃદય કરવું મનન તારું !

હવે એ રાતની વાતો કર્યેથી યાદ, શું વળશે ?
જગત બેદર્દ છે એને કર્યે ફરિયાદ, શું વળશે ?
જગાવ્યાથી હૃદયમાં પ્રેમનો ઉન્માદ, શું વળશે ?
ઉભય કરશું જીવન પર એમ જો બેદાદ, શું વળશે ?
અસર કરશે નહીં બેદર્દ દુનિયાને કથન તારું !

ભૂલાવી'તી જહાંદારી પરસ્પરમાં પ્રણય થાતાં,
અરે ક્યારેક મળતાં, પ્રેમમાં તન્મય, ઉભય થાતાં,
પરસ્પરમાં ન જાણે કેટલા સુંદર વિનય થાતા,
ખબર કોને હતી થઈશું જુદાં એક દી સમય થાતાં,–
અધુરું રહી જશે એ પ્રેમજીવનનું સ્વપન તારું !

જુદાઈથી હશે ગમગીન તું, વ્યાકૂળ મન તારું,
અટકતું યે હશે ના યાદમાં મારી, રુદન તારું,
વિરહ–અગ્નિથી સૂકાયું હશે એ ગુલબદન તારું,
છતાં સોંપાઈ જાશે કોઈને એક દી જીવન તારું,
ભલે ઘાયલ થઈ કરતો રહે 'સાલિક' રટન તારું !

૧૯૫૨



# નિદ્રાનું સ્વપ્નજગત

અંગડાઈ નિશા લઈ ઊઠે છે ને મત્ત હવા લહેરાયે છે,–
ને મીઠી નિંદરમાં જ્યારે મુજ નેન બિડાઈ જાયે છે,
તો મારા સ્વપ્નામાં આવી એ ગીત મિલનનાં ગાયે છે,
ચકચૂર નયનથી પોતાના એ પ્રેમ–મદિરા પાયે છે,
મદમસ્ત નયનનું શું કહેવું ! સ્વર્ગીય કવનનું શું કહેવું !
આશાના ઉછળતાં સાગર પર અમ પ્રેમ–મિલનનું શું કહેવું !

રળિયાત ગગનના પાલવ પર સુમસામ સિતારા ચમકે છે,
રમણિય નયનથી ચંદાના પણ સ્નેહસુધારસ ટપકે છે,
મગરૂર ચકોરી ઘેલી થઈને વ્યોમ–વિહારે ભટકે છે,–
ને ગોદમાં એની ધીરે રહી સ્વપ્નસ્થહૃદય મુજ સરકે છે,
જે રાતનાં મીઠાં આવે છે એ રમ્ય સ્વપનનું શું કહેવું !
આશાના ઉછળતાં સાગર પર અમ પ્રેમ–મિલનનું શું કહેવું !

તંદ્રીય–નયન અંજન–આંજ્યાં એ પ્યારભરેલા છલકે છે,
એ શ્યામ સુંવાળા કેશ શિશે જાણે કે ફણીધર લટકે છે,
એ સ્મિત અધરનાં જાણે કે આકાશે સિતારા મલકે છે,
રે, રૂપ–સુરાની માદકતા હર અંગોમાંથી છલકે છે,
એ ચંદ્રવદન, એ પુષ્પબદન, ચિત્તચોર નયનનું શું કહેવું !
આશાના ઉછળતાં સાગર પર અમ પ્રેમ–મિલનનું શું કહેવું !

નિદ્રાનું મનોહર સ્વપ્નજગત એ, સ્વર્ગ મને તો લાગે છે,
દિલ એજ સુહાની રાતો ને એ સ્વપ્ન મધુરાં માગે છે,
નિદ્રામાં રહે છે જાગ્રત મન, એ એને નીરખવા જાગે છે,
દૃષ્ટિએ પડે છે સ્હેજ અને જે દૂર નજરથી ભાગે છે,
'સાલિક'ના મધુગ સ્નેહભર્યા એ સ્વપ્નજીવનનું શું કહેવું !
આશાના ઊછળતાં સાગર પર અમ પ્રેમ–મિલનનું શું કહેવું !

૧૯૫૧



# તસ્વીર

વદન પર નિત નવા એ ભાવને લાવી નથી શકતી,
હૃદયના ભાવને નયનોથી દર્શાવી નથી શકતી,
નયનની પાંપણો પણ સે’જ પલકાવી નથી શકતી,
નજર મારી નજરથી છોને ટકરાવી નથી શકતી,
પરંતુ નેનમાં એનાં પ્રણય કેરી ખુમારી છે,
કસમ તારા, મને તારી પ્રિયે, તસ્વીર પ્યારી છે!

નયન ઢાળી નથી દેતી, નજર જ્યારે કરું છું હું,
નથી કંઈ ખોલતી આહો–નિસાસા જો ભરું છું હું,
નથી જોતી, ચરણ એનાં પરે આંસુ ધરું છું હું,
નથી કહેતી મને કંઈ, લાખ છોને કરગરું છું હું,
છતાં છેડી રહી છાની હૃદયની સુજ સિતારી છે!
કસમ તારા, મને તારી પ્રિયે, તસ્વીર પ્યારી છે!

મિલાવી આંખથી આંખો નથી કો દી પ્રણય કરતી,
નજર ના ફેરવે છે કે નથી એક આહ પણ ભરતી,
નથી રડતાં નયન એનાં, ન કો દી શાદ થઈ હસતી,
અચળ આંખો ઠરી એની, નથી ઉલ્લાસમય રમતી,
છતાં મારી તૃષાતુર આંખને એ ઠારનારી છે!
કસમ તારા, મને તારી પ્રિયે, તસ્વીર પ્યારી છે!

પ્રણયના રંગ આંખોમાં ય તરવરતા નથી દીઠા,
નયનને વીજના ચમકાર પણ કરતાં નથી દીઠાં,
અને અશ્રુ ય આંખોથી કદી સરતાં નથી દીઠાં,
અને ક્યારે ય આંખોમાં રુદન શમતાં નથી દીઠાં,
છતાં એ આંખ, મારી આંખને છલકાવનારી છે!
કસમ તારા, મને તારી પ્રિયે, તસ્વીર પ્યારી છે!



કળા નૂતન સમાધિની ન જાણે આવડી ગઈ છે!
ખબર પડતી નથી એ શા વિચારોમાં પડી ગઈ છે!
અનિમિષ શું નિહાળે છે, નજર ક્યાં જઈ અડી ગઈ છે!
બનીને મસ્ત બેઠી છે, મદિરા શી ચડી ગઈ છે!
ઘણી વેળા આ સુંદર દૃશ્યથી મેં આંખ ઠારી છે!
કસમ તારા, મને તારી પ્રિયે, તસ્વીર પ્યારી છે!

હૃદય જકડી ગઈ મારું, મને જંજીર તેં આપી,
હૃદયના સાંત્વન માટે મને તદબીર તેં આપી,
નયન જોતાં ન થાકે એ મને તસ્વીર તેં આપી,
જુદાઈ અર્પવા સાથે મને શી ધીર તેં આપી,
કે 'સાલિક'ના હૃદયને સાંત્વન જે આપનારી છે!
કસમ તારા, મને તારી પ્રિયે, તસ્વીર પ્યારી છે!

૧૯૫૨





## લાચાર બેસું છું

સમી સંધ્યાને ટાણે લોક અહીં ફરવાને આવે છે,
કદી કો એકલા તો સાથ કો મિત્રોને લાવે છે,
જીવનસંગીની સાથે કો અહીં રંગત મનાવે છે,
અને કો બાળ નાના, રેતના કૂબા બનાવે છે,–
ને ત્યારે હું અહીં તુજ યાદમાં ગમખાર બેસું છું!
આ સાગરના કિનારા પર અહીં લાચાર બેસું છું!

રૂપેરી શ્વેત ચાદર ચંદ્રિકા જ્યારે બિછાવે છે,
કોઈ પ્રેમી યુગલ છાનું અહીં મળવાને આવે છે,
સુંવાળી રેત પર બેસી બધી દુનિયા ભૂલાવે છે,
ઘડીભર એક નૂતન પ્રેમની સૃષ્ટિ બનાવે છે,
હું તારા પ્રેમનો દિલમાં લઈ અંગાર બેસું છું,
આ સાગરના કિનારા પર અહીં લાચાર બેસું છું!

હવાના ઝોકથી સાગર ઉછાળા ખાય છે જ્યારે,
કિનારા પર ધસી મોજાં અહીં પટકાય છે જ્યારે,
મનોહર દૃષ્ય એક સુંદર અહીં સર્જાય છે જ્યારે,–
ને હૈયામાં ઉમંગો, ઊર્મિઓ વળ ખાય છે જ્યારે,
હું મારા ભાગ્ય પર હસતો અહીં બેજાર બેસું છું!
આ સાગરના કિનારા પર અહીં લાચાર બેસું છું!

કદી તારી છટાઓ યાદ આવીને સતાવે છે,
કદી તારી અદાઓ યાદ આવીને સતાવે છે,
કદી તારી હયાઓ યાદ આવીને સતાવે છે,
કદી તારી વફાઓ યાદ આવીને સતાવે છે,–
ને કરતો યાદ હું તારી કદી રફતાર બેસું છું!
આ સાગરના કિનારા પર અહીં લાચાર બેસું છું!



કદી ઈચ્છું છું તારી યાદને દિલથી હટાવી દઉં,
અને મારા સ્મરણપટથી બધી વાતો ભૂંસાવી દઉં,–
ને તારો પ્રેમ, તારા પ્રેમની દુનિયા ભૂલાવી દઉં,
થતી દિલમાં વિરહની વેદનાઓને મીટાવી દઉં,
ન જાણે કાં, છતાં દિલને કરી આજાર બેઠું છું!
આ સાગરના કિનારા પર અહીં લાચાર બેઠું છું!

હું તારી યાદમાં અશ્રુ વહાવ્યે જાઉં છું એમ જ,
બધી દુનિયાને મારી, હું મીટાવ્યે જાઉં છું એમ જ,
પ્રણયની વેદના દિલમાં જગાવ્યે જાઉં છું એમ જ,
અને દિનરાત જીવનનાં વિતાવ્યે જાઉં છું એમ જ,
ખબર પડતી નથી હું કેમ વારંવાર બેઠું છું!
આ સાગરના કિનારા પર અહીં લાચાર બેઠું છું!

ખબર ક્યારે હતી મુજને કે નયનો ચાર થઈ જાશે!
અમી વર્ષાવતી આંખોથી તુજ અણસાર થઈ જાશે!
અને જાણ્યે અજાણ્યે પ્રેમનો ઇકરાર થઈ જાશે!
ને 'સાલિક'નું જીવન એક દિન અરે, દુસ્વાર થઈ જાશે!
અવિરત ચંત્ર સમ દિલમાં લઈ ધબકાર બેઠું છું,
આ સાગરના કિનારા પર અહીં લાચાર બેઠું છું.

૧૯૫૧





# તમો વિણ...

કદી સંધ્યાએ જઈ બેઠું છું હું સાગર-કિનારા પર,
નજર પણ જઈ ચડે છે કોઈના સરસર ઘરારા પર,
લુભાવા કોઈ આવી જાય છે મુજને ઈશારા પર,
અને શંકા ય આવી જાય છે કોઈને મારા પર;
છતાં વિશ્વાસમાં કોઈ મને લાવી નથી શકતી!
તમો વિણ રાસ દુનિયાની હવા આવી નથી શકતી!

નજર મારી, નજરથી કોઈની ટકરાઈ જાયે છે,
અધર પર સ્મિત પણ ધીમું પછી લહેરાઈ જાયે છે,
અને સુરખી વદન પર શર્મની પથરાઈ જાયે છે,
છતાં મારું હૃદય ના એમ કંઈ ભરમાઈ જાયે છે;
મને એ લાખ યત્નોથી ય ભરમાવી નથી શકતી!
તમો વિણ રાસ દુનિયાની હવા આવી નથી શકતી!

વિહરતું કોઈ જ્યારે બાગમાં યુગલ નિહાળું છું,
તમારી યાદ આવે છે, હું મારા દિલને બાળું છું,
હૃદય છલકાઈ આવે છે, ન અશ્રુઓને ખાળું છું,-
ને અશ્રુનાં પ્રતિબિંબે તમારું રૂપ ભાળું છું;
બીજી તસ્વીર કોઈ દિલને બહેલાવી નથી શકતી!
તમો વિણ રાસ દુનિયાની હવા આવી નથી શકતી!

તમારાથી મહોબ્બતનો મને ઇન્કાર ક્યારે છે?
પ્રણયનો કોઈનાથી મેં કર્યો ઇકરાર ક્યારે છે?
તમો વિણ કોઈથી મુજને પ્રણય-વ્યવહાર ક્યારે છે?
તમારા વિણ કર્યો મેં કોઈ પર ઇતબાર ક્યારે છે?
કે 'સાલિક'ના હૃદયને કોઈ બહેલાવી નથી શકતી!
તમો વિણ રાસ દુનિયાની હવા આવી નથી શકતી!





# મુબારક !

ઉછળતી આ મૌજો, આ સાગરકિનારો...
આ ઠંડી હવાઓના ઝણઝણતા તારો...
આ રંગી ફિઝાઓના દિલકશ નઝારો...
આ મોસમ સુહાની, આ મનહર બહારો...
જીગરને, જીવનને છે પ્યારી, મુબારક !
ભલે યાદ આવી તમારી, મુબારક !

આ સાગર-કિનારાથી ટકરાય મૌજો,
શું સમજે એ દુનિયા, કાં પટકાય મૌજો ?
પ્રણયમાં સરિતના, છે રંગાય મૌજો !
દ્રવી દિલમાં રહી છે એ વળ ખાય મૌજો !
સરિતની હો મૌજોને યારી મુબારક !
ભલે યાદ આવી તમારી, મુબારક !

ફરી આજ રીમઝીમ ઘટાઓ છે આવી,
અને એ પ્રણયનો છે સંદેશ લાવી;
ગગનથી શિતલ નીરધારા વહાવી,
સળગતી ધરાની તૃષાને છિપાવી,
તૃષા વિશ્વની ઠારનારી, મુબારક !
ભલે યાદ આવી તમારી, મુબારક !

પરન્તુ મને આજ ચાહત મળે ક્યાં !
તમારી મને આજ સંગત મળે ક્યાં !
તમારા વિના કોઈ રંગત મળે ક્યાં !
તમારી જુદાઈમાં રાહત મળે ક્યાં !
હૃદયને સદા આહોઝારી મુબારક !
ભલે યાદ આવી તમારી, મુબારક !



ભલે યાદ આવી તમે પણ જો આવો,
જીવનમાં મહોબ્બતની રંગત વહાવો;
હૃદયના સહુ રંજ-ગમને મિટાવો,-
ને આબાદ 'સાલિક'ની દુનિયા બનાવો,
પ્રણય-ગીત ગાઓ, સિતારી મુબારક!
ભલે યાદ આવી તમારી મુબારક!

૧૯૫૦





# વીતેલા કાળની વાતો!

નથી ભૂલ્યો, ન ભૂલાશે કદી એ મેઘલી રાતો,
મળ્યાં'તાં જ્યાં તમે ને જ્યાં કરી'તી પ્રેમની વાતો,
પ્રણયમાં જ્યાં પરસ્પરને દીધી'તી દિલની સોગાતો,
અને જ્યાં દિલ મહીં જાગી રહ્યા'તા પ્રેમ-ઉધમાતો;
તમારી પ્યારની વાતો, તમારી એ મુલાકાતો,
કહોને કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!

ફરી ઘેરી ઘટાઓથી આ ઘેરાયું ગગન પાછું,
વસંતનું પણ થયું છે ઉપવનોમાં આગમન પાછું,
કરે છે બુલબુલો પુષ્પોની ચાહતનું કવન પાછું,
મળે છે ક્યાં તમારા વિણ હૃદયને સાંત્વન પાછું.
ઉઠે છે આહ હૈયાથી, કરે છે દિલ વલોપાતો!
કહોને કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!

હવા પણ મસ્ત આવે છે, ઘટા હદપાર લાગે છે,
ખીલ્યાં છે ખુશનુમા પુષ્પો અજબ ગુલઝાર લાગે છે,–
ને કોયલ પણ હવે ગાઈ રહી મલ્હાર લાગે છે,
છતાં મુજને તમારા વિણ બધું ગમખાર લાગે છે,
પછી ઊઠે કહો ક્યાંથી હૃદયમાં પ્રેમ-ઉધમાતો!
કહોને કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!

હજારો યાદમાં એક જ તમારી યાદ બાકી છે,
હૃદયમાં ક્યાં હવે એ પ્રેમના-ઉન્માદ બાકી છે!
છે અશ્રુ આંખમાં ને હોઠ પર ફરિયાદ બાકી છે!
હૃદય નાશાદ બાકી છે, જીવન બરબાદ બાકી છે!
નથી ખાલી થયા કંઈ એમ મારા દિલને આઘાતો!
કહોને કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!



તમારી યાદમાં રાત્રે હવે તારા ગણું છું હું,
તમારું નામ નિત્યે બેખુદીમાં ગણગણું છું હું,
જીવનમાં વેદનાઓ ને વ્યથાઓને વણું છું હું,
દમું છું જાતને પોતે, મને નિજને હણું છું હું;
નિસાસા આહમાં બસ એમ વીતી જાય છે રાતો!
કહોને કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!

તમારી, એમ તો તસ્વીરથી વાતો કરું છું હું,
કદી તસ્વીરને પણ બોલવાને કરગરું છું હું
નથી કંઈ બોલતી એ તો, ભલે આહો ભરું છું હું,
તમોને શી ખબર કે રાતભર શું શું કરું છું હું?
કે વીતે છે બધી જાણે કયામત કે'રની રાતો!
કહોને, કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!

તમે માનો ન માનો, જિંદગી બરબાદ મારી છે,
હૃદય મારું નથી પાસે, ફક્ત યાદ જ તમારી છે,
હવે દિવસો નથી પ્યારા, ન મુજને રાત પ્યારી છે,
મળે છે ચેન ક્યાં દિલને? બધી વાતો અકારી છે,
હકીકતમાં તમે આપી હતી શું પ્રેમ-સોગાતો!
કહોને કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!

ફરી આવો, અને મારું સુનું જીવન ગજાવી દો,
જીવનમાં નૂર લાવી દો, નવી રંગત વહાવી દો,
પ્રકાશિત જિંદગી થઈ જાય એ જ્યોતિ જલાવી દો,–
ને 'સાલિક'ને તમારા નામનો શયદા બનાવી દો!
નથી દુર્લભ ઉભયની જો તમે ચાહો મુલાકાતો!
કહોને, કેમ ભૂલાયે વીતેલા કાળની વાતો!

૧૯૫૧



# યાદ આવે છે !

ફરી એ ચાંદની રાતો સુહાની યાદ આવે છે,
બની'તી જ્યાં કદી આંખો દીવાની, યાદ આવે છે,
વરસતી જ્યોત્સ્ના એ ચંદ્રિકાની યાદ આવે છે,
પ્રણયની છેડતાં'તાં જ્યાં કહાની, યાદ આવે છે,
સુમનથી આવતી સૌરભ સજાની યાદ આવે છે !
ફરીથી એ પ્રણયની જિંદગાની યાદ આવે છે !

તમારી આંખનાં અંજન કહોને, કેમ ભૂલાયે ?
તમારાં નેણનાં નર્તન કહોને, કેમ ભૂલાયે ?
તમારું રૂપ ને દર્શન, કહોને; કેમ ભૂલાયે ?
ઉભયનું એ પ્રણય-જીવન કહોને, કેમ ભૂલાયે ?
તમારું ગુલબદન, ઊગતી જવાની યાદ આવે છે ?
ફરીથી એ પ્રણયની જિંદગાની યાદ આવે છે !

કદી જાતાં હતાં ફરવા ઉભય સાગર-કિનારા પર,
અને હું રાચતો'તો જ્યાં તમારા હર ઈશારા પર,
પ્રણયમાં જ્યાં હતો તમને કદી વિશ્વાસ મારા પર,
અને હર વાતમાં હું પ્રાણ દેતો'તો તમારા પર,
બની છે સ્વપ્ન સમ એ શાદમાની, યાદ આવે છે !
ફરીથી એ પ્રણયની જિંદગાની યાદ આવે છે !

ભલા વિસરાય ક્યાંથી એ મધુરી પ્યારીની વાતો !
મધુરા પ્યારની વાતો, પ્રણય-વ્યવહારની વાતો !
બધી વાતો હતી મીઠી, પ્રણય-સંસારની વાતો !
પ્રણય ને રૂપના ઇકરાર ને ઇન્કારની વાતો !
તમારી એ બધી વાતો મજાની, યાદ આવે છે !
ફરીથી એ પ્રણયની જિંદગાની યાદ આવે છે !



હવે એ ક્યાં રહી છે જિંદગીમાં પ્યારની વાતો ?
જીવનભર છે હવે કરવા રહ્યા મારે વલોપાતો.
જીવનમાં શું ન સર્જાશે તમારી એ મુલાકાતો ?
ન ભૂલાશે જીવનભર જે થયા છે દિલને આઘાતો !
છે ખાલી આંખમાં અશ્રુ-રવાની, યાદ આવે છે !
ફરીથી એ પ્રણયની જિંદગાની યાદ આવે છે !

લગાવી પ્રીતની બાજી હૃદય નાશાદ કાં કીધું ?
મિલાવી આંખથી આંખો, હૃદય બેદાદ કાં કીધું ?
ઘડીભર ખેલવું'તું આ બધું જલ્લાદ, કાં કીધું ?
ને 'સાલિક'નું જીવન ખાલી કહો, બરબાદ કાં કીધું ?
અધુરી છે પ્રણયની એ કહાની, યાદ આવે છે !
ફરીથી એ પ્રણયની જિંદગાની યાદ આવે છે !

૧-૧૨-'૫૦





# તારી યાદ

સમીરણ સ્નેહનાં તુજ, વાય છે ચારે દિશાઓમાં,—
ને તારા કેશની ફોરમ રહી પ્રસરી હવાઓમાં,
લચક તુજ દેહની જાણે છે આ લીલી લતાઓમાં,
વદનનું છે મધુરું સ્મિત નવલખ તારલાઓમાં,
મને નિત યાદ તારી જાય છે ઘેરી, નિશાઓમાં,
કે તારી યાદમાં અટવાય છે મનડું વ્યથાઓમાં!

નિરવતામાં નિશાની, તુજ પ્રણયના નાદ છે જાણે,
શિથિલતામાં ભર્યા તુજ પ્રેમના ઉન્માદ છે જાણે,—
ને તારા નેનથી દેદીપ્ય ચંદા શાદ છે જાણે,
આ સૃષ્ટિ રૂપની તારા થકી આબાદ છે જાણે,
યદિ આવીને તું મલકાય છે મુજ કલ્પનાઓમાં,
કે તારી યાદમાં અટવાય છે મનડું વ્યથાઓમાં!

પૂછી લઉં ચંદ્રતારાને કદી એ પ્યાર જાણે છે?
જગતનાં પ્રેમ-દીવાનાં તણાં વ્યવહાર જાણે છે?
વિરહમાં કોઈના રડવું શું એ હસનાર જાણે છે?
પ્રકાશે ઝગમગે છે પણ કદી અંધકાર જાણે છે?
ને એ પણ શું બળી જાણે છે ઉરની વેદનાઓમાં?
કે તારી યાદમાં અટવાય છે મનડું વ્યથાઓમાં!

મને તો નિત્ય તારી યાદ આવે છે છટા પ્યારી,
હૃદયને કેટલી છે હે પ્રિયે, તારી અદા પ્યારી!
કસમ તુજ નેનના, છે નેનને તારી હયા પ્યારી,
વફા કરનાર હું તો, છે મને તારી વફા પ્યારી;
મને વિશ્વાસ છે એથી જ તો તારી વફાઓમાં,
કે તારી યાદમાં અટવાય છે મનડું વ્યથાઓમાં!






[illegible] મદિરા–જામથી પાયે,– ને ઝુલ્ફોની ઘટાઓમાં નયન બેફામથી પાયે !

અધર તડપી રહ્યાં છે તુજ અધરનાં પાન કરવાને,
નયન તડપી રહ્યાં છે તુજ નયન–સન્માન કરવાને,
ફરી તારી મૃદુવાણી તણાં રસપાન કરવાને,
હૃદયને પ્યારમાં તારા ફરી ગુલતાન કરવાને;
વીતાવું છું જીવન તુજ આગમનની આસ્થાઓમાં,
કે તારી યાદમાં અટવાય છે મનડું વ્યથાઓમાં !

પરમ સદ્‌ભાગ્ય !–આવી આજ તારા નામથી પાયે !
મને સૌન્દર્ય–દૃષ્ટિના મદિરા–જામથી પાયે !
ને ઝુલ્ફોની ઘટાઓમાં નયન બેફામથી પાયે !
અગર મુજ અંકમાં બેસી મને આરામથી પાયે !
ન વીતી જાય 'સાલિક'નું જીવન કંઈ વ્યગ્રતાઓમાં !
કે તારી યાદમાં અટવાય છે મનડું વ્યથાઓમાં !

૧૯૫૨





# પ્યારની વાતો

કદી આવી તમે કરતાં હતાં જે પ્યારની વાતો,
કદી પુષ્પો, કદી બુલબુલ, કદી ગુલઝારની વાતો,
કદી રૂઠી જતાં, કરતાં હતાં ઇન્કારની વાતો,
કદી નયનો નચાવીને થતી ઇકરારની વાતો;
જીવનભર એ ન ભુલાશે પ્રણય-સંસારની વાતો!
હજી યે યાદ આવે છે તમારી પ્યારની વાતો!

કદી તો બેસતાં'તાં આંખથી આંખો મિલાવીને,
નયન ઢાળી નીચાં દેતાં, કદી પળભર નચાવીને,
કદી હસતાં કયામત દિલ મહીં મારા જગાવીને,
અરે, શું ચાલતાં'તાં હર કદમ તોફાન લાવીને!
તમારું સ્મિત મીઠું, ને નયન-પલકારની વાતો!
હજી યે યાદ આવે છે તમારી પ્યારની વાતો!

તમારાથી અછડતો જે નયનપલકાર થઈ જાતો,
નયનપલકાર શું થાતો? હૃદય પર વાર થઈ જાતો!
અને ખુદ વાર પણ જ્યાં વાર પર ઉપચાર થઈ જાતો,
તમારા પ્યારમાં હું એટલે લાચાર થઈ જાતો!
હવે ક્યાં વાર નયનોના અને ઉપચારની વાતો!
હજી યે યાદ આવે છે તમારી પ્યારની વાતો!

વીતેલા સ્નેહજીવનનાં હવે અરમાન ક્યાં દિલમાં!
અને છે ગુંજવાનાં એ પ્રણયનાં ગાન ક્યાં દિલમાં!
હવે ક્યાં સૂર ઊઠવાના? પ્રણયની તાન ક્યાં દિલમાં?
કરું શું યાદ પાછી હું નયન-સત્કારની વાતો!
હજી યે યાદ આવે છે તમારી પ્યારની વાતો!



નયન કરતાં નથી કંઈ એમ અશ્રુપાતની વાતો,
હૃદય નાહક નથી કંઈ છેડતું આઘાતની વાતો,
પછી ના કેમ જીભે હોય ઉલ્કાપાતની વાતો,
નથી બાકી રહી જ્યારે હૃદય–સોગાતની વાતો,
નકામી છે હવે કરવી પ્રણય–વ્યવહારની વાતો !
હજી યે યાદ આવે છે તમારી પ્યારની વાતો !

ન જાણે કાં હજી આશા તમારા આગમનની છે,
ન જાણે કાં હજી દિલમાં અભિલાષા મિલનની છે,
થશે પૂરી કદી મુજ આશ જે મીઠા સ્વપનની છે,
ગણાઈ રહી પળો છો આજ 'સાલિક'ના પતનની છે,
હજી યે આશ આપે છે મને ઉદ્ધારની વાતો !
હજી યે યાદ આવે છે તમારી પ્યારની વાતો !

૧૯૫૨





# આપ જાણો !

શી ખબર, આબાદ આ ઉજ્જડ ચમન ક્યારે થશે ?
બંધ આ પાપી પપીહાનું રુદન ક્યારે થશે ?
શી ખબર પુષ્પો ને બુલબુલનું મિલન ક્યારે થશે ?
પુષ્પ કળિયોનું અહીં હસતું વદન ક્યારે થશે ?
શી ખબર ગુલઝાર સમ મારું સદન ક્યારે થશે !
આપ જાણો, આપનું અહીં આગમન ક્યારે થશે !

શી ખબર વરસાવશે ક્યારે અમી કાળી ઘટા !
ફૂલશે ને ફાલશે આ કુંજ–હરિયાળી લતા !
આવશે ક્યારે અહીંઆ મત્ત ફોરમ લઈ હવા !
હર કળી, હર પુષ્પમાં પેદા થશે ક્યારે અદા !
પાનખરનું પુષ્પ પર પૂરું દમન ક્યારે થશે !
આપ જાણો, આપનું અહીં આગમન ક્યારે થશે !

શી ખબર ક્યારે પરિમલ આપ અહીં પ્રસરાવશો !
સ્નેહનાં વારિ અહીં ક્યારે હવે વર્ષાવશો !
ને અમી નયનો તણાં ક્યારે બધે છલકાવશો !
આપ ક્યારે પ્રેમનાં પુષ્પો બધે ખિલાવશો !
કે પ્રફુલ્લિત આ હવે જીવન–ચમન ક્યારે થશે !
આપ જાણો, આપનું અહીં આગમન ક્યારે થશે !

કોણ જાણે આપની ક્યારે થશે મીઠી નજર,
ને હસી ઊઠશે ખુશી–આનંદથી મારું ય ઘર !
આપને ના ચાલશે ક્યારે અરે મારા વગર !
પ્યાર થાશે આપને ક્યારે અરે મુજ પ્યાર પર !
કે જીવન આ જીવવા જેવું જીવન ક્યારે થશે !
આપ જાણો, આપનું અહીં આગમન ક્યારે થશે !



શી ખબર કે આપ ક્યારે આવતાં આવી જશો !
શી ખબર કે આપ આવી ક્યારે અંતર ખોલશો !
શી ખબર કે આપ ક્યારે મીઠા શબ્દો બોલશો !
શી ખબર કે આપ ક્યારે મારા સાન્નિધ્યે હશો !
કે હૃદય ઝંખે છે 'સાલિક'નું, મિલન ક્યારે થશે !
આપ જાણો, આપનું અહીં આગમન ક્યારે થશે !

૧૯૫૧





## ન વિસરાય...

હું કેમ કદી તારા સત્કાર શકું ભૂલી?
આંખોમાં ભર્યો તારી એ પ્યાર શકું ભૂલી?
એ પ્રેમભર્યા તારા ઉદ્‌ગાર શકું ભૂલી?
તેં મુજને જે આપ્યો'તો એ પ્યાર શકું ભૂલી?
હું કેમ કદી તારા ઉપકાર શકું ભૂલી?

એ સ્નેહભર્યાં તારાં સન્માન નથી ભૂલ્યો,–
ને મિષ્ટ અધર પરનાં રસપાન નથી ભૂલ્યો,
તુજ કંઠ થકી વહેતાં હું ગાન નથી ભૂલ્યો,
જે પ્રેમ મહીં થાતાં ગુલતાન, નથી ભૂલ્યો;
હું કેમ કદી તારો એ પ્યાર શકું ભૂલી?

તારાં એ મધુરાં હું ગુંજન ન શક્યો ભૂલી,
નયનોનાં અતિ મનહર નર્તન ન શક્યો ભૂલી,
શરમાતાં નયનનાં એ વંદન ન શક્યો ભૂલી,
સદ્‌ભાવભર્યાં તારાં વર્તન ન શક્યો ભૂલી;
હું કેમ કદી તારા સત્કાર શકું ભૂલી?

ભુલાય છે, દુનિયાની હર વાત ભૂલી જાતા,
એ ચાંદ સિતારા ને દિનરાત ભૂલી જાતા,
દુઃખદર્દ ભૂલી જાતા, આઘાત ભૂલી જાતા,
ભુલાય છે મારાથી મુજ જાત, ભૂલી જાતા;
પણ કેમ કદી તારો સંસાર શકું ભૂલી?

તો આવ, અને આવી વરસાવ કૃપા તારી,
દુનિયાની શરમ ખોટી, મર્યાદા કરી આઘી,
અંધારાં જીવનનાં જે હંમેશ રહ્યાં માગી,
અજવાળ ઉભય અંતર, પ્રગટાવ શમા પાછી,
ક્યારે ય ન એ તારો ઉપકાર શકું ભૂલી?



આવે તો જીવનનો આ અંધકાર વિલય પામે,
આ અસ્ત થતી આશા, ઇચ્છાઓ ઉદય પામે,
'સાલિક' એ ફરી પાછો રંગીન સમય પામે,
તું એનું હૃદય પામે એ તારું હૃદય પામે!
કૃતકૃત્ય કરી દેતો એ પ્યાર શકું ભૂલી?








જલું હું વિરહ–અગ્નિએ કે દુનિયાને જલાવી દઉં ? મિટાવું મારી હસ્તીને કે દુનિયાને મિટાવી દઉં ?

# શાને ?

ફરી ઘેરી ઘટાથી આજ ઘેરાયું ગગન શાને ?
સુણાવે છે ફરી પાપી પપીહા દિલ–કથન શાને ?
વસંતનું પણ થયું છે ઉપવનોમાં આગમન શાને ?
ચમન ફૂલ્યું ફળ્યું પાછું, ખીલ્યાં, કળિયો-સુમન શાને ?
અપાવે છે મને સહુ યાદ ઉલ્ફતનું જીવન શાને ?
નથી મળતું હૃદયને આજ પાછું સાંત્વન શાને ?

કહો એને જઈને કે અહીં વરસે ઘટાઓ ના,
કહો બુલબુલને સંભળાવે મધુરી એ સદાઓ ના,
અને પુષ્પો ય દર્શાવે હવે નિજની અદાઓ ના,
હવે બહેકાવવા આવે ચમનથી પણ હવાઓ ના,
ખુશી બદલે સહુથી થાય છે દિલને જલન શાને ?
નથી મળતું હૃદયને આજ પાછું સાંત્વન શાને ?

જલું હું વિરહ–અગ્નિએ કે દુનિયાને જલાવી દઉં ?
મિટાવું મારી હસ્તીને કે દુનિયાને મિટાવી દઉં ?
વહી જાઉં કે અશ્રુમાં હું દુનિયાને વહાવી દઉં ?
અને હું મારી આહોથી ગગનને ખળભળાવી દઉં ?
નથી થાતું હૃદયની વેદનાઓનું શમન શાને ?
નથી મળતું હૃદયને આજ પાછું સાંત્વન શાને ?

નથી શમતી તો દિલની આગ ! તું ભડકા ઉઠાવી દે,
જલાવી દે એ ભડકામાં હવે મુજને જલાવી દે,
સદા માટે જગતથી મારી હસ્તીને મિટાવી દે,
અકારા વિશ્વથી મુજને કિનારો તું કરાવી દે,
શમાવાને તને 'સાલિક' કરે અશ્રુવહન શાને ?
નથી મળતું હૃદયને આજ પાછું સાંત્વન શાને ?

૧૯૫૧



## સ્મરણપટથી મિટાવી દે

ભૂલી જા તું, ભૂલી જા એ રૂપેરી ચાંદની રાતો,
ભૂલી જા એ ઉભય કરતાં હતાં જે પ્રેમની વાતો,
ભૂલી જા એ કદી દીધી હતી જે દિલની સોગાતો,
ભૂલી જા એ પરસ્પરની પ્રણયઝરતી મુલાકાતો;
હવે એ પ્રેમની વાતો, મુલાકાતો ભૂલાવી દે,
મને તારા સ્મરણપટથી ભુંસાવી દે, મિટાવી દે.

ગરજતી ઘોર એ કાળી ઘટાઓને ભૂલી જા તું,
વસંતે મત્ત લહેરાતી હવાઓને ભૂલી જા તું,
અદા પુષ્પો ને બુલબુલની સદાઓને ભૂલી જા તું,
અને મુજ યાદમાં થાતી વ્યથાઓને ભૂલી જા તું;
હવે એ સૌ સળગતા યાદના દીવા બુઝાવી દે,
મને તારા સ્મરણપટથી ભુંસાવી દે, મિટાવી દે.

કદી કરતી'તી મારું પ્રેમથી સન્માન, ભૂલી જા,
અધર પરનાં મધુરાં એ હવે રસપાન, ભૂલી જા,
કદી ગાતી મૃદુ કંઠે પ્રણયનાં ગાન, ભૂલી જા,
અને થાતાં ઉભય જે પ્રેમમાં ગુલતાન, ભૂલી જા;
ઊઠે જો આહ પણ દિલથી, હવે દિલમાં સમાવી દે,
મને તારા સ્મરણપટથી ભુંસાવી દે, મિટાવી દે.

કદી હું આવતો તુજ પાસ, તું હરખાઈ જાતી'તી,–
ને દોડી આવતી સામે ગળે વિંટળાઈ જાતી'તી,
કરીને પ્રેમગોષ્ઠી તું પછી શરમાઈ જાતી'તી,
અને ધીરે રહી મુજ ગોદમાં છુપાઈ જાતી'તી;
હવે એ સ્વપ્ન સમ દુનિયાને તું દિલથી ભૂલાવી દે,
મને તારા સ્મરણપટથી ભુંસાવી દે, મિટાવી દે.



કરે છે યાદમાં મારી તું અશ્રુપાત કાં ખાલી ?
જગાવે ઉર મહીં તારા તું ઝંઝાવાત કાં ખાલી ?
કરે છે તું વલોવાતો ને ઉલ્કાપાત કાં ખાલી ?
ને પ્હોંચાડે છે તારા દિલને તું આઘાત કાં ખાલી ?
ભૂલી જા તું બધું તારી નવી દુનિયા વસાવી દે,
મને તારા સ્મરણપટથી ભુંસાવી દે, મિટાવી દે.

તને, મારી સિતારાઓ ગગનના યાદ આપે છે,
તને, મારી મધુ પુષ્પો ચમનનાં યાદ આપે છે,
તને, મારી અરે, મિત્રો વતનના યાદ આપે છે,
તને, મારી સુમન તારા શયનનાં યાદ આપે છે;
છતાં દિલના ઉમંગો આશને દિલમાં દબાવી દે,
મને તારા સ્મરણપટથી ભુંસાવી દે, મિટાવી દે.

હજારો ગાઉ તારાથી અહીં હું દૂર બેઠો છું,
કે સમજું છું, છતાં લાચાર હું મજબૂર બેઠો છું,
જફા પર મારી હું લજ્જિત ને રંજૂર બેઠો છું,
ભલેને તું સમજતી હો, બની નિષ્ઠુર બેઠો છું;
ભૂલાવી જો શકે તું યાદ 'સાલિક'ની ભૂલાવી દે,
મને તારા સ્મરણપટથી ભુંસાવી દે, મિટાવી દે.

૧૯૫૦





# ભૂલી જા

અલૌલિક કોઈના તું રૂપનો શણગાર ભૂલી જા,
કે ઝણઝણતા રણકતા કોઈના ઉર–તાર ભૂલી જા,
મૃદુ એ કોઈનાં પાયલ તણાં ઝંકાર ભૂલી જા,
મૃદુ એ કોઈનો કોકિલ સમો ઉચ્ચાર ભૂલી જા;
મૃદુ વાણી, મૃદુ કરણી, મૃદુ ઉદ્‌ગાર ભૂલી જા,
હતો તુજને કદી યે કોઈ સાથે પ્યાર, ભૂલી જા.

કદી તેં કોઈ સાથે પ્રીતની મહેફિલ જમાવી'તી,
નવી રંગત, નવી ચાહત, નવી દુનિયા વસાવી'તી,
પ્રણય–મૂર્તિ મનોહર કોઈની દિલમાં વસાવી'તી,
અને આબાદ તારી જિંદગીને તેં બનાવી'તી;
ભૂલી જા એ મધુરો તું પ્રણય–સંસાર ભૂલી જા,
હતો તુજને કદી યે કોઈ સાથે પ્યાર, ભૂલી જા.

નજર એ કોઈની તારી નજરથી જે મળી જાતી,
શરમથી આંખડી કોની પછી નીચી ઢળી જાતી,
અને તારાં ચરણમાં પ્રીતની સિન્ધુ વળી જાતી,
વ્યથાઓ, વેદનાઓ દિલની ત્યાં દિલમાં બળી જાતી;
નજરથી જે થતાં એ સ્નેહમય સત્કાર ભૂલી જા,
હતો તુજને કદી યે કોઈ સાથે પ્યાર, ભૂલી જા.

કરે છે કોઈના તું રૂપ પર શાને મનન પાછું ?
કરે છે યાદ શાને કોઈનું સુંદર વદન પાછું ?
કરે છે આજ એના નામનું શાને રટન પાછું ?
નથી જેનું થવાનું જિંદગીમાં આગમન પાછું ?
હવે તું છેડવા નિજ ઉર–વીણાના તાર ભૂલી જા,
હતો તુજને કદી યે કોઈ સાથે પ્યાર, ભૂલી જા.



કરે છે કોઈની તું યાદનાં સન્માન કાં પાછાં ?
કરે છે કોઈના રૂપનાં અરે ગુણગાન કાં પાછાં ?
કરે છે યાદ કોને, દિલનાં દીધાં દાન કાં પાછાં ?
જગાવે છે હૃદયમાં પ્રેમના અરમાન કાં પાછાં ?
હવે કરવો કોઈના નામનો ઉચ્ચાર ભૂલી જા,
હતો તુજને કદી યે કોઈ સાથે પ્યાર, ભૂલી જા.

હૃદયમાં કોઈના તારું રહ્યું ક્યાં સ્થાન બાકી છે ?
જીવનમાં કોઈના તારાં હવે ક્યાં માન બાકી છે ?
હવે ગાવાં રહ્યાં નિત વેદનાનાં ગાન બાકી છે !
અને કરવાં વ્યથાનાં જિંદગીભર પાન બાકી છે !
અલૌકિક પ્રેમ, મનહર રૂપનો વ્યવહાર ભૂલી જા,
હતો તુજને કદી યે કોઈ સાથે પ્યાર, ભૂલી જા.

તને છોડી કહે દિલની વ્યથાઓ ક્યાં જઈ ઠરશે ?
તને છોડી પ્રણયની વેદનાઓ ક્યાં જઈ ઠરશે ?
તને છોડી જીવનની યાતનાઓ ક્યાં જઈ ઠરશે ?
તને છોડી બધી યે આપદાઓ ક્યાં જઈ ઠરશે ?
કે કરવા અન્યના 'સાલિક' હવે સત્કાર ભૂલી જા,
હતો તુજને કદી યે કોઈ સાથે પ્યાર, ભૂલી જા.

૧૯૫૧





# ભગ્નહૃદયને

તું ત્યાગ હૃદય, ઉપવન કેરાં બુલબુલનાં તરંગી ગુંજનને,
હો સાર ભલે સંસાર મહીં અડકીશ નહીં એ જીવનને,
તું ફૂલનો પાલવ સમજીને પકડીશ ન કંટક-દામનને,–
ને તોડ ફગાવી દે સર્વે આ પ્રેમનાં જૂઠાં બંધનને,
તું બાણ નયનનાં ભૂલી જા, અણસારની વાતો રહેવા દે,
ઓ ભગ્નહૃદય, તું છોડ રુદન ને પ્યારની વાતો રહેવા દે.

એ રાત નથી, એ વાત નથી, અંતરનું મિલન કે પ્રીત નથી,
જીવવાને જીવનની રીત નથી, ને જગમાં પ્રણયની જીત નથી,
કો આશ નથી, ઉલ્લાસ નથી, મનમાં એ મધુરા ગીત નથી,
છે ભગ્નહૃદય બાકી તું પણ તારું એ વ્યથામય ગીત નથી;
છેડાઈ કદી ઊઠતા તુજથી, ઝંકારની વાતો રહેવા દે,
ઓ ભગ્નહૃદય, તું છોડ રુદન ને પ્યારની વાતો રહેવા દે.

માન્યું કે હૃદયમાં એના પણ કંઈ દર્દ હશે, આજાર હશે,
માન્યું કે હૃદયમાં એના પણ તુજ કાજ કદી યે પ્યાર હશે,
નયનોમાં પ્રણય-અણસાર હશે, જીવનમાં પ્રણય-આચાર હશે,
નાશાદ જિગર, બરબાદ જીવન, તૂટેલ હૃદયના તાર હશે;
એ સર્વ હશે પણ એના મૃદુ ઉદ્‌ગારની વાતો રહેવા દે,
ઓ ભગ્નહૃદય, તું છોડ રુદન ને પ્યારની વાતો રહેવા દે.

બીજાની બનીને રહેવાની તો આશ મિલનની શા માટે ?
થાવાનું હતું તે થઈને રહ્યું, વાતો આ રુદનની શા માટે ?
આરો જ નથી તો ગણવી વૃથા ઘડીઓ આ પતનની શા માટે ?
મુરઝાઈ જવાની છે કળિયો તો વાત સુમનની શા માટે ?
નાહક તું હવે કરવી તારા ઉદ્ધારની વાતો રહેવા દે,
ઓ ભગ્નહૃદય, તું છોડ રુદન ને પ્યારની વાતો રહેવા દે.



જો આંખ જરા ખોલીને જો, ગુલ સાથ હજારો ખાર નથી ?
બરબાદ પ્રણયમાં લાખ થયા, તું એક અગર બેચાર નથી !
ને રાહ ફનાનો લઈને ગયા એવા ય જગે દુશ્વાર નથી,
એવા ય હતા જે દૂર રહ્યા માનીને: 'પ્રણયમાં સાર નથી',
તું 'સાર નથી' એ માની લઈને સારની વાતો રહેવા દે,
ઓ ભગ્નહૃદય, તું છોડ રુદન ને પ્યારની વાતો રહેવા દે.

ખામોશ બનીને બેસી રહે ઉલ્ફતની કહાની યાદ ન કર,
તું ગીત પ્રણયનાં છેડીને નાશાદ ન બન, નાશાદ ન કર,
તારી તું ભલાઈ સમજી લે બીજાના જીવનનો વાદ ન કર,
બેદાદ ન બન, બેદાદ ન કર, 'સાલિક'નું જીવન બરબાદ ન કર,
સૌ દર્દ સહી લે આહ ન ભર, દિલદારની વાતો રહેવા દે,
ઓ ભગ્ન હૃદય, તું છોડ રુદન ને પ્યારની વાતો રહેવા દે.

૧૯૫૧





# રઝળતું નહિ મળે...

કઝાની ગોદમાં જ્યારે લપેટાયું જીવન એનું,
જીવનપંખી ગયું ઊડી, થયું નિષ્ક્રીય તન એનું,
રઝળતું આજ દ્વારોદ્વાર અટવાતું બદન એનું,
અને ઊડી રહ્યું છે લાશ પરનું પણ કફન એનું,
જીવનમૂડી મહીં મૂકી ગયો 'સાલિક' કવન એનું !

સુણી થંભી જતાં'તાં પંખીઓ, જ્યારે કવન કરતો,
રડી આકાશ પણ ઊઠતું હતું જ્યારે રુદન કરતો,
દ્રવી ઊઠતાં હૃદય પણ જ્યાં પ્રણયનું એ કથન કરતો,
કરીને યાદ કોઈને કદી ભીનાં નયન કરતો,
સ્મરણ આજે કરે કે ના કરે છો કોઈ જન એનું !

કદી હસતો હતો એ કોઈને મીઠું હસાવીને-
વદન પર સ્મિત ફરકાવી અને નયનો નચાવીને,
અને એ રાચતો'તો કોઈનું જીવન બનાવીને,
જગતથી એ ગયો દિન ચાર ઉલ્ફતમાં વીતાવીને,
જીવન પર કોઈના નિર્ભર હતું એક દી જીવન એનું !

મિલનમાં એ પ્રણયના ઘૂંટ પીને મસ્ત રહેતો'તો,
કદી વસમા જુદાઈના જીગર પર ઘાવ સહેતો'તો,
વમળ થઈને સરિતે પ્રેમની, તન્મય એ વહેતો'તો,
નજર ઝૂકી જતી'તી કોઈની, એક શબ્દ કહેતો'તો,
પ્રણયરંગોથી રંગાયું હતું એવું જીવન એનું !

હતા સુખના દિવસ જ્યારે એ કોઈથી પ્રણય કરતો,
અને કુરબાન કોઈનાં ચરણમાં એ હૃદય કરતો,
ઇશારે એક એના કોઈનું કિસ્મત ઉદય કરતો,
અને કોઈ પ્રાણ દેતું'તું કદી જો એ વિનય કરતો,
રહ્યું તો યે અધૂરું પ્રેમજીવનનું સ્વપન એનું !





કરીને યાદ 'સાલિક'ને કોઈ ભીનાં નયન કરશે,– અને એ ઝૂરતી નિત યાદમાં પૂરું જીવન કરશે.

જિગર પર ઝખ્મ, દિન જો વિરહના કારી કરી જાતા,
મધુરાં સ્વપ્ન રાત્રિએ જો આંખોથી સરી જાતાં,
અને એનાં નયનમાં અશ્રુઓ પણ તરવરી જાતાં,
અને એક આહ ભરતો, સુબ્હના તારા ખરી જાતા,
જીગર નાશાદ ને રહેતું હતું વ્યાકૂળ મન એનું !

રહેશે નિત પતંગો દીપનો ઝળકાર શોધીને,
તરન્નુમ છેડતાં પંખી સદા ગુલઝાર શોધીને,
પ્રણય હર રંગમાં પણ રૂપના અંબાર શોધીને,
દફન થાશે જ તન એનું પ્રિયાનાં દ્વાર શોધીને,
અને ચિત્કાર ઊઠશે જોઈ ત્યાં નિષ્ક્રીય તન એનું !

ચડીને આભ પર ત્યારે ઘટા અશ્રુવહન કરશે,
અને એની કબર પર પંખીઓ દુઃખમય રુદન કરશે,
કરીને યાદ 'સાલિક'ને કોઈ ભીનાં નયન કરશે,
અને એ ઝૂરતી નિત યાદમાં પૂરું જીવન કરશે,
રઝળતું નહિ મળે આ વિશ્વને ત્યારે બદન એનું !

૧૯૫૧








# ગઝલો

કદી હું જામ પટકી દઈ અને તૌબા કરી લઉં છું,
થઈ લાચાર પી લઉં છું કદી કાળી ઘટાઓમાં.

# ભેટ સ્વીકારો!

ચહું છું કે તમે મારા પ્રણયની ભેટ સ્વીકારો,
અને બુદ્ધિથી પર એવા વિષયની ભેટ સ્વીકારો!

ન શ્રદ્ધા હોય જો તમને જીવનનાં ઝાંઝવાં-જળ પર,
ઉછળતા નેનમાં મારા પ્રલયની ભેટ સ્વીકારો!

વહ્યાં તમ યાદમાં અશ્રુથી શણગારીને રાખ્યું છે,
મઢ્યું મોતી અમૂલાંથી, હૃદયની ભેટ સ્વીકારો!

સિતારા થઈ રમો આંખે, કસુમ થઈ સૌરભે દિલમાં,
હૃદયની ઊર્મિઓ, દિલના વિનયની ભેટ સ્વીકારો!

પ્રણય-સંગીતમાં ફૂંક્યું તરંગી થઈ જશે જીવન,
વિવશ મુજ આત્મ કેરા ગીત-લયની ભેટ સ્વીકારો!

ગ્રહી રાખું જીવનની હું નિશાઓને જીવનમાં મુજ,
તમે ઉજ્જવળ પ્રભાતોના ઉદયની ભેટ સ્વીકારો!

કહો તો તારલા લાવી ધરું હું આપનાં ચરણે,
કે 'સાલિક'નાં નયન દેદીપ્ય-મયની ભેટ સ્વીકારો!

૧૯૫૨





# શણગાર અશ્રુઓ છે!

અંતરની આગ છે ને જળધાર અશ્રુઓ છે!
નિસ્તેજ મુજ નયનના ચમકાર અશ્રુઓ છે!
મારાં જીવન-મરણના સાથી બની રહેશે,
નોધાર જિંદગીના આધાર અશ્રુઓ છે!
તારા વિરહની રાતોમાં કેમ હું ન છેડું?
દીપક છે આગ ઉરની મલ્હાર અશ્રુઓ છે!
મારી ખુશીને લૂંટતાં તમને દયા ન આવી?
લઈ જાવ મુજ રુદન પણ ચોધાર અશ્રુઓ છે!
ઊંડાણ અબ્ધિ કેરાં ને વીજની તડપ છે,
એમાં પ્રલય છૂપ્યા છે બેદાર અશ્રુઓ છે!
એનો એ ઓપ છે કે મોતી પડે છે ઝાંખાં,
કીર્તિ-કળશને મારાં વરનાર અશ્રુઓ છે!
જાગે ન કંપ શાને ઉત્સંગે ઉર-વીણાના?
છાના રહ્યા છે છેડી ઉર-તાર અશ્રુઓ છે.
એથી જ સ્નેહથી એ એનાં જતન કરે છે,
'સાલિક'ની આંખડીના શણગાર અશ્રુઓ છે!

૧૯૫૨





# આંખો

તારો કરી રહી છે નિત ઇન્તેજાર આંખો,
તડપે છે દર્શ કાજે મુજ બેકરાર આંખો.

છે આશ ને ઉમંગો, તારા મિલનનાં દિલમાં
ઠરશે ન કોઈ દી શું આ બેકરાર આંખો ?

હે દર્શ, ઝુલ્મ કર મા, દરદર ફરીફરીને,
આવીને થંભી ગઈ છે તારાં જ દ્વારે આંખો.

કાબૂ ન કાંઈ મારો મારી નથી હકૂમત,
થઈ ગઈ છે આપમેળે દિલ પેર સવાર આંખો.

થાકે છે યાદમાં તુજ દિનભર રડીરડીને,—
ને રાતભર કરે છે સ્વપ્ને વિહાર આંખો.

રડશે નયન ગગનનાં જ્યારે થીજેલ અશ્રુ—
બીડશે લપેટતી મુજ પાંપણનાં દ્વાર આંખો.

'સાલિક'ની જિંદગી પણ દુશ્વાર થઈ ગઈ છે,
કરતાં શીખી ગયો છે આંખોથી ચાર આંખો.

૧૯૫૧





# કેવાં વસી ગયાં છો !

રહી ગઈ છે યાદ તારી એક ઇન્તેજાર થઈને,
નયનો ડૂબી રહ્યાં છે મુજ અશ્કબાર થઈને.

મારા જીવનમાં આવી કેવાં વસી ગયાં છો !
તસ્વીર થઈ નયનમાં, મનમાં વિચાર થઈને !

સમજે ન કો ઘટાઓ આકાશ પર ચઢી છે,
આહો ઊઠી રહી છે દિલથી ગુબાર થઈને.

આહો સુણીને મારી તારા ખરી ગયા છે,
રહેશે ય શું, ઉપાનું ઉર તારતાર થઈને ?

ત્યારે ખચીત્ તમારાં છલકી જવાનાં નયનો,
રહેશે કદી તમોને મારો વિચાર થઈને.

અંધકાર છે જીવનમાં કિન્તુ છે આશ કાયમ,
સંધ્યા ઢળી, નિશા થઈ, રહેશે સવાર થઈને.

'સાલિક', અવરના પંથે સૌરભ પ્રસારજે તું,
ક્યારે ય કોઈ પંથે રહેજે ન ખાર થઈને.

સપ્ટેમ્બર ૧૯૫૧





## પુરાણી એક યારી છે

વહેતી મસ્ત સૌરભમાં અજબ જેવી ખુમારી છે,
હૃદયને છેડવા આવી મધુરી યાદ તારી છે.

શમાને છે પતંગોથી, ભ્રમરને પુષ્પથી જેવી;
અમારી આપની એવી પુરાણી એક યારી છે.

તમે સૌન્દર્ય–ગર્વીષ્ઠા અમે તો પ્રેમના રાગી,
તમારો રાહ જુદો છે, જુદી વાતો અમારી છે.

નજર જ્યાં જ્યાં ફરે મારી બધે દેખાય તું હિ તું,
સુમન શું કે સિતારા શું, બધે તસ્વીર તારી છે!

તમારું રૂપ આજે પણ રમે છે આંખમાં મારી
તમારી યાદમાં દિલબર, બધી વાતો વિસારી છે.

પૂછો છો કાં મને કે કેમ તડપે છે હૃદય મારું,
તમારી નૃત્ય કરતી આંખને ક્યારેય વારી છે?

ભટકતો જોઈ 'સાલિક'ને વનોમાં કોઈ ત્યાં બોલ્યું:
બિચારો કોઈ એ તો માર્ગ–ભૂલ્યો રાહદારી છે!

૧૯૫૦





# સંધ્યા આથમેલી છે

સુકોમળ પુષ્પ સાથે જેમ નિત સૌરભ મળેલી છે,
તમારી યાદ પણ એમ જ હૃદય–સંગે જડેલી છે.

તમારી એમ એક તસ્વીર છે મારા સ્મરણપટમાં,
જુઓને, જેમ મારી આંખમાં કીકી મઢેલી છે.

તમારા રૂપની ચર્ચા છે જગમાં પ્યારથી મારા,
હવાથી જેમ સૌરભ પુષ્પ કેરી વિસ્તરેલી છે.

ન પૂછો કે હતા શા પાનખરમાં હાલ ઉપવનના,
વસંતે પણ અહીં ક્યાં વાટિકાઓ પાંગરેલી છે?

થયા છે હાલ આ મારા પ્રિયે, તારી જુદાઈમાં,
હૃદયમાં છે વ્યથાઓ, આંખમાં અશ્રુની હેલી છે.

નિરાશાનાં તિમિર આછાં છવાયાં છે હવે એવાં,
કે જાણે આભમાં હમણાં જ સંધ્યા આથમેલી છે.

ઘણા દિવસો, ઘણી રાત્રિ વિતાવી વાટ નીરખીને,
છતાં 'સાલિક', હજી યે આંખ મારી દર્શઘેલી છે.

૧૫–૭–'૫૦







ગગનના મિનારે તું ગાતી ફરે છે,–ધરા પર ઊભો હું પુકારી રહ્યો છું.

# પુકારી રહ્યો છું

ફક્ત એટલું હું વિચારી રહ્યો છું,
નથી કેમ થાતું જે ધારી રહ્યો છું.

ગગનના મિનારે તું ગાતી ફરે છે,
ધરા પર ઊભો હું પુકારી રહ્યો છું.

ઘટાએ ધરાની તૃષા ના છિપાવી,
નયન–અશ્રુ ચોધાર સારી રહ્યો છું.

પ્રણયમાં જીવન જીતવાનું છે હારી,
કે મારું હું સર્વસ્વ હારી રહ્યો છું.

હૃદય જાય છે આજ પંથે ફનાના,
સમજતું નથી, ખૂબ વારી રહ્યો છું.

મને એટલું દર્દ દુનિયાનું છે કે–
હું મારાં દુઃખોને વિસારી રહ્યો છું.

બિચારાં વસે ચૈનથી છો હૃદયમાં,
ન 'સાલિક', હું દર્દોને વારી રહ્યો છું

૧૯૫૨





# પાણી

નથી મુજ આંખડીનાં અશ્રુઓ એકાર પાણી,
હ્રદયની વેદનાઓનો છે એ આકાર પાણી.

અષાઢી આ ઘટાઓ જાય છે શરમાઈ પાછી,
વરસતાં જોઈ મારી આંખથી ચોધાર પાણી.

વહાવું છું નયનથી આજ પશ્ચાત્તાપનાં જે-
થવાનાં એ જ છે ક્યારેક આત્મોદ્ધાર પાણી.

નયનથી જે નિરંતર યાદમાં તારી વહે છે,
બન્યાં છે આજ મારી આંખના શણગાર પાણી.

જુઓ 'સાલિક', નયનમાં કેટલાં ઓપી રહ્યાં છે-
બન્યાં છે નેનમાં નયનોનાં નયનાકાર પાણી.

૨૯-૯-'૫૦





# શ્રદ્ધા

રવિ પશ્ચિમે જઈ ડૂબ્યો બધે અંધકાર લાગે છે,
પ્રવાસી એકલો હું છું સૂનો પગથાર લાગે છે.

છવાયાં છે અરે જ્યાં ત્યાં નિશાનાં ઘોર અંધારાં,
નજર જ્યાં ફેરવું છું ત્યાં બધે સુનકાર લાગે છે.

ચડી છે એવી આંધી કે ગગન હમણાં તૂટી પડશે,
વરસશે નીરધારાઓ ઘટા હદપાર લાગે છે.

ઝબૂકશે વીજળી આભે હવાના સૂર ફૂંકાશે,
તૂફાનો ઊઠવાના ચોતરફ આચાર લાગે છે.

છતાં યે પ્હોંચવાનો હું તો નિશ્ચિત ધ્યેય પર 'સાલિક',
અડગ શ્રદ્ધા તણો એવો મને આધાર લાગે છે.

જાન્યુઆરી ૧૯૪૯





# વ્યવહાર સમજીને !

ભલે ખેંચાઈ ના આવ્યા તમે મુજ પ્યાર સમજીને,
ખુદાનો પાડ, આવી તો ગયા બીમાર સમજીને !

અમે જે વેડફી'તી આંસુઓની ધાર સમજીને,
તમે લૂંટી ગયાં એ મોતીઓનો હાર સમજીને !

ખબર ક્યારે હતી કંઈ ઉર બળીને ખાક થઈ જાશે,
પ્રણય-દીપક સદા ગાતો રહ્યો મલ્હાર સમજીને.

વસી'તી નેનમાં કિન્તુ તને સમજી જીવનથી પર,
નજર દોડાવી મેં ખાલી ક્ષિતિજની પાર સમજીને !

ખબર કોને હતી કે એક દી બરબાદ એ કરશે?
સજી'તી યાદ તુજ, ઉર પર નવલ શણગાર સમજીને.

નથી કો શોભતું અહીંયા દુઃખી-ઉર-આહ સુણવાને,
કે દુનિયા જાય છે દોડી ફક્ત વ્યવહાર સમજીને !

તમારા રૂપના ભ્રમમાં કઝા પાસે જીવન હારી,
ગયો 'સાલિક' જીવનને શોધવા તે પાર સમજીને.

૧૯૫૨





# શાને ?

દુભાએલા હૃદય ઉપર વધુ કરવું દમન શાને ?
રુદનમાં હું હવે શોધી રહ્યો છું સાંત્વન શાને ?

છૂપો ના તારલાઓ, સુબ્હની આહો સુણી મારી,
છૂપી જઈને ઉજાડો છો રૂપાળું આ ગગન શાને ?

બળે છે રાતદિન તુજ યાદમાં વિહ્વળ હૃદય મારું,
એ તડપે છે છતાં તારું ન છોડે છે રટન શાને ?

વિરહમાં અશ્રુઓ તો છે મતા અણમોલ જીવનની,
અરે, કરતાં નથી મારાં નયન એનું જતન શાને ?

ચમન મ્હેકાવવા માટે હૃદયનું રક્ત સીંચું છું,
અરે, ખીલ્યાં વિના કરમાય છે મારાં સુમન શાને ?

નજૂમી, હું ઘણાને વિશ્વમાં ખુશહાલ નીરખું છું,
ભલા મારા જ કિસ્મતમાં લખાયું આ રુદન શાને ?

અજંપો લાવશે એનાં સ્મરણ દિલમાં ફરી 'સાલિક',
જીવનની જે ઘડી વીતી ગઈ એનું મનન શાને ?

૧૯૫૧





# પ્યારી !

જીવનના શ્વાસ તું મારાં નયનનું નૂર છે પ્યારી !
કળી ખીલતી ચમનની સ્વર્ગની તું હૂર છે પ્યારી !

કમળ સમ છે વદન તારું બદન તારું નલિની છે,
છલકતી આંખ તારી મય થકી ભરપૂર છે પ્યારી !

ગુલાબી ગાલની લાલી મધુરી ઓષ્ઠની પ્યાલી,
ચૂમું જ્યાં, ના ચૂમું ત્યાં દિલ બને ચકચૂર છે પ્યારી !

લટો તુજ ઝુલ્ફની જાણે પ્રિયે, કાળી ઘટાઓ છે;
કમળનયનો મહીં તારાં અમીનાં પૂર છે પ્યારી !

ચમકજે પંથ પર મારા બનીને શુક્રનો તારો,
જિગર બસ એટલું જોવા હવે આતૂર છે પ્યારી !

શશી સમ તુંય ઘુંઘટને હટાવી દે વદન પરથી,
નયન તુજને નીરખવાને બન્યાં આતૂર છે પ્યારી !

વક્ષની ગોદમાં તારી તમન્ના મુજ લપાઈ છે,
બિચારી એ ય મુજ પેઠે બની મજબૂર છે પ્યારી !

પ્રિયે, તુજ રૂપ, મારો પ્રેમ આજે એક બીજાના–
મિલન માટે બન્યાં જો કેટલાં આતૂર છે પ્યારી!

ભટકતો રાહ પર તારા પ્રિયે, 'સાલિક' અરે હું છું,
વતનથી બેવતન હું છું વતન મુજ દૂર છે પ્યારી !

૧૯૪૭



# નાટક નથી

રૂક્ષ કંટક કોઈને છો લાગતા મોહક નથી,
પુષ્પના રક્ષણનો કોઈ અન્યને તો હક નથી.

જીવ પર સંકટ ન હો તો જીવવામાં શી મઝા !
શું જવું એ પંથ પર જે પર પડ્યા કંટક નથી !

બુલબુલો નિત શ્વાસ લે છે પુષ્પની સૌરભ તણા,
વાદળાંનાં નીર એ પીનાર કો ચાતક નથી.

રક્ત કોનું આજ છંટાઈ ગયું છે આભમાં ?
કેમ પાંગરતી ઉષાના રંગ આલ્હાદક નથી ?

આવકારો છે તમારા મુજને જાકારા સમા,
શબ્દ બોલાયા તમારા લાગણીપૂર્વક નથી.

કેમ સાકી, આજ ફિક્કી આંખથી તું પાય છે ?
આજ તો સુરા ય મુજને લાગતી માદક નથી.

છે મઝા જો સાથ દીપકની વહે મલ્હાર પણ,
જો હૃદયના દાહ આ શું અશ્રુના વાહક નથી ?

જીવ તું એવું જીવન કે જેના ચીલાઓ પડે,
જે અવરને કામ ના આવે, જીવન સાર્થક નથી.

આત્મને લેવા અનુભવ આ જીવન 'સાલિક', મળ્યું,
કો એ ભજવાતું જગતના મંચ પર નાટક નથી.

૧૯૫૨






દિવ્યચક્ષુથી પછી નીરખી રહું,–તું બની જા પ્રેમની ગોવાલણી.

# પ્રેમની ગોવાલણી

કાં નકારી તેં મિલનની માંગણી ?
કેમ ના સમજી હ્રદયની લાગણી ?

દિવ્યચક્ષુથી પછી નીરખી રહું,
તું બની જા પ્રેમની ગોવાલણી.

પ્રેમમાં આંસુ નયનને સાંપડ્યાં,
દર્દની દિલને મળી પહેરામણી.

ઊર્મિઓ છેડાઈ, ઉરના તાર પર:
લીન હું થઈ જાઉં એવી રાગણી.

અબ્ધિનાં ઊંડાણ તો માપી શકાય,
થઈ નથી શકતી પ્રણયની આંકણી.

એટલે તો થઈ ગયો બેહાલ છું,
કોઈની દુનિયાને મેં મારી ગણી.

નેન-ધારે ભાત મેં પાડી નવી,
દર્દ સાથે આશના તંતુ વણી.

યાદ 'સાલિક', કોઈની આવી જતાં-
પ્યાલીઓ છલકાઈ ગઈ ચક્ષુ તણી.

૧૯૫૨





# આવી નથી શકતો

અરે મારા જીવનમાં આપને લાવી નથી શકતો,
જવાનીને પ્રણય-સૌરભથી મ્હેંકાવી નથી શકતો.

તમે ના દૂર છો પણ આ વિનય એક ચીજ એવી છે,
તમોને ભેટવા બે હાથ લંબાવી નથી શકતો.

તમે મુજ રક્તની નિજ હાથ પર મેંદી લગાવી છે,
છતાં યે હું તમારો હાથ ઠુકરાવી નથી શકતો.

તમન્નાથી છલકતું દિલ તમારાં દ્વાર પર લઈને,
ઊભો છું યાચતો, દામનને ફેલાવી નથી શકતો.

વિરહમાં ઝૂરતાં મારે તમોને યાદ કરવાના,
વિસરવાનું, તમોને યાદ હું આવી નથી શકતો.

હૃદયમાં તીરની પેઠે તમારી યાદ ખૂંચે છે,
હું તડપું છું છતાં પ્હેલુંને બદલાવી નથી શકતો.

તમારી યાદમાં દિલ એટલું વ્યાકૂળ છે મારું,
કરું છું લાખ યત્નો તો ય બહેલાવી નથી શકતો.

તમે આવો તો 'સાલિક' પણ સદાનું સાંત્વન પામે,
તમારા વિણ તો છેલ્લો શ્વાસ પણ આવી નથી શકતો.

૧૯૪૯





# દુશ્વાર લાગે છે

તમારા વિણ મને સૂનો સકળ સંસાર લાગે છે,
અને આ જિંદગી પણ જીવ પર એક ભાર લાગે છે.

કરે છે એમ તો મુજથી ઘણા યે મૈત્રીનો દાવો,
ખરા મિત્રો મને એમાં ફક્ત બેચાર લાગે છે.

રહી છે ચોતરફ ગરજી જગતમાં નાશની નોબત,
રૂઠ્યો ખુદની જ સૃષ્ટિથી એ સર્જનહાર લાગે છે.

જીવનમાં પણ હવે જાણે નથી ચેતન રહ્યું બાકી,
અવિરત યંત્ર સમ આજે જીવન–ધબકાર લાગે છે.

મને લૂંટી જનારાઓ, જરા થોભો લઈ જાવો,
નયનમાં અશ્રુઓ બાકી હજી બેચાર લાગે છે.

જલી ના જાય દીપક રાગ ગાતાં દિલ પ્રણયમાંહે,
નયન–અશ્રુ હવે ગાઈ રહ્યાં મલ્હાર લાગે છે.

રડે છે આંખડી મારી કરે હૈયું વલોપાતો,
જીવન એના વિના 'સાલિક', મને દુશ્વાર લાગે છે.

જાન્યુઆરી ૧૯૪૯





# ચાર દિન

ચાંદની રાતો સુહાની ચાર દિન,
રૂપની એ રાજધાની ચાર દિન.

માનવી, છે જિંદગાની ચાર દિન,
રંજ, ગમ ને શાદમાની ચાર દિન.

આંખડીનાં નીર પણ ખૂટી જશે,
અશ્રુઓની આ રવાની ચાર દિન.

તારે જે કરવું ઘટે તે આજ કર,
જોમ, ચેતન ને જવાની ચાર દિન.

પાનખરમાં ફૂલડાં કરમાય છે,
શું કરું હું આગળાની ચાર દિન !

પાનખરમાં એ ચમન ત્યાગી જશે,
બુલબુલો ગાશે જવાની ચાર દિન.

પંથ પર 'સાલિક'નાં પગલાંઓ તણી–
રહી જશે બાકી નિશાની ચાર દિન.

૧૯૪૮





નેન કો'નાં આવકારી શું કરું !
રૂપની માયા વધારી શું કરું !

એક દિલ પર લાખ છે એના સિતમ,
રોજ ખાલી આહોજારી શું કરું !

ના તમે રોકી નજરને કોઈ દી,
હાય, દીધા ઝખ્મ કારી, શું કરું !

નિત્ય કો'ના રૂપ પર લલચાય છે,
નિત્ય મારા દિલને વારી શું કરું !

કેમ મારા દિલને સમજાવી શકું,
કોઈની સૂરત છે પ્યારી, શું કરું !

જોઉં છું જો કોઈનું હસતું વદન,
યાદ આવે છે તમારી, શું કરું !

પ્રેમ કો'થી થઈ જતાં તો થઈ ગયો,
જિંદગાની થઈ અકારી, શું કરું !

રાતદિન તડપું છું 'સાલિક', યાદમાં;
જો કઝા આવે ન મારી, શું કરું !

૧૯૫૧







કેળવી દૃષ્ટિ જુઓ ફરહાદની,—છે પ્રતિમા રૂપની, પથ્થર નથી.

આજ એની આંખમાં આદર નથી,
આજ એના દિલમાં મારું ઘર નથી.

આરઝૂઓ દિલની દિલમાં રહી ગઈ,
આંખડી થઈ ખાલી અશ્રુ–તર નથી.

વાર કરતી વાર તારી આંખને,
છે હૃદય, પ્હેલું મહીં પથ્થર નથી.

જાય છે ઘાયલ કરી એ આંખથી,
હાથમાં છો રાખતાં ખંજર નથી.

પાસ એની તો ય એ પ્હોંચી જશે,
આહ મારી રાખતી છો પર નથી.

સ્વપ્નમાં પણ દર્શ ના આપે મને,
એટલા તો ક્રૂર એ દિલબર નથી.

કેળવી દૃષ્ટિ જુઓ ફરહાદની,
છે પ્રતિમા રૂપની, પથ્થર નથી.

એમ તો સૌરભથી એ છે તરબતર,
રક્ત છે પુષ્પો તણું, અત્તર નથી.

માપ કાઢયાં છે સમંદર–નીરનાં,
કો કદી માપી શકયું જિવતર નથી.

છો ને 'સાલિક' છે બિચારો બાળ સમ,
પણ રહ્યો એ પ્રેમથી કંઈ પર નથી.

૧૯૫૦



## નમન માટે !

સિતારાને મળે છે જે જગા નિજના પતન માટે,
લખાઈ એ ધરા માનવના કિસ્મતમાં જીવન માટે !

તમે તો છો તમારી યાદ પણ કેવી દયાળુ છે,
હમેશાં સ્વપ્ન છોડી જાય છે મારાં નયન માટે !

હૃદય–ધબકારમાં પણ હોય છે કેવળ સ્તવન તારું,
કે શ્વાસોશ્વાસ ચાલે છે ફકત તારા રટન માટે.

અમારી તો પથારી હો ભલેને કંટકોની પણ,
સુંવાળી પુષ્પશૈયા હો તમારા ગુલબદન માટે.

નિહાળો આપની તસ્વીરને મારા હૃદયપટમાં,
હૃદયની આરસી છે આપના હસતા વદન માટે.

નયન મળતાં, નયન શરમાઈને નીચાં ઢળી જાતાં,
પ્રણયમાં તો નયન પણ કામ આવે છે નમન માટે !

જીવન એનું નથી સાર્થક, નથી પ્રેરક કદી 'સાલિક',
જીવન જીવી ન જાણે છે જે બીજાના જીવન માટે.

૧૯૪૯





# ઘટાઓ પણ રડી ઊઠી...

કદી આવીને છેડે કોઈ તો સમજે વ્યથા મારી,
પડી છે સ્પર્શ વિણ સૂની હૃદયની દિલરૂબા મારી.

પડીને વીજળી જ્યારે જલાવી ગઈ સદન મારું,
ઘટાઓ પણ રડી ઊઠી નિહાળી દુર્દશા મારી.

તો સમજીશ કે હતી મુજ જિંદગી પણ જિંદગી સાચે,
હૃદયમાં કોઈના જો યાદ રહેશે સર્વદા મારી.

પછી પરવા મને શું હોય જન્નતની કે હૂરોની ?
મધુરી ચાંદની મારી, તમે મારાં, નિશા મારી !

હવે કંપે છે એ શાને નિહાળી દુર્દશા મારી ?
નિહાળીને કદી હસતાં હતાં જે અવદશા મારી.

ઘડીભરમાં બળી મરતાં પ્રણયમાં એ પતંગાઓ,
નહીં સમજે સદા જલતા હૃદયની વેદના મારી.

જીવન-કથની સુણી મારી સબક કો'ને મળે 'સાલિક',
જગતને આજ સંભળાવી રહ્યો છું હું કથા મારી.

૧૯૫૧





# હસ્તી મિટાવું છું

ઊઠે છે ચીસ દિલમાં દર્દની દિલમાં સમાવું છું,
નયનવાટે તમન્નાઓ હૃદયની હું વહાવું છું.

જગત છો ને હસી કાઢે ' ખયાલોનું જગત ' કહીને,
રચીને સ્વપ્નની સૃષ્ટિ તને એમાં વસાવું છું.

ગગનમાં ખૂબ ઝામી છે મહેફિલ ચંદ્રતારાની,
અહીં તારા વિના હું એકલો રજની વિતાવું છું !

મહોબ્બત રાહ છે મારો અને છે રૂપ મુજ મંઝિલ,
પ્રણયના પંથ પર એથી કદમ આગળ ધપાવું છું.

ફના થઈને ફનામાં પણ મહોબ્બતની મઝા લેવા,
હું તારા ખ્યાલમાં, એ કાજ તો હસ્તી મિટાવું છું.

વીતે છે જિંદગીની આ ક્ષણેક્ષણ યાદમાં એની,
ખબર કોને, મને ભૂલનારને હું યાદ આવું છું !

ખુદા છે દિલ મહીં 'સાલિક', બૂતોની કાં કરું પૂજા ?
ખયાલો બૂતપરસ્તીના હૃદયથી હું મિટાવું છું.

જાન્યુઆરી ૧૯૫૦





## ન સમજાવી શક્યું કોઈ

નહીં મૃત્યુ ઉપર આ વિશ્વમાં ફાવી શક્યું કોઈ,
ગયેલા આખરી શ્વાસોને ના લાવી શક્યું કોઈ.

કયા પયગામ લઈ આવી જીવન પૂરું કરી ચાલ્યા,
રહ્યાં રોતા બધાં પાછળ, ન અટકાવી શક્યું કોઈ.

શમા શું કે પતંગો શું, બળે છે પ્રેમમાં બન્ને;
દીવાનાંઓને દુનિયામાં ન સમજાવી શક્યું કોઈ.

તજલ્લી નૂરની તારી નિગાહોમાં ઝળકતી'તી,
નજર તારી નિગાહોથી ન ટકરાવી શક્યું કોઈ.

હૃદય નાનું છતાં એણે પ્રભુ, તુજ પ્રેમ અપનાવ્યો,
નહીં એના વિના તુજ પ્રેમ અપનાવી શક્યું કોઈ.

ભલેને રક્ત સીંચીને ખિલાવ્યું તેં ચમન માળી !
હવા વિણ પુષ્પની સૌરભ ન ફેલાવી શક્યું કોઈ.

ફનાગીરી પતંગોની શમા પર નિત નિહાળીને,
પ્રણયઘેલો થયો 'સાલિક' ન સમજાવી શક્યું કોઈ.

૧૯૪૯





## વ્યથાનાં પાન બાકી છે!

હજી યે સ્નેહ છે, તારા તરફનું માન બાકી છે,
હતું તારું હૃદયમાં સ્થાન જે તે સ્થાન બાકી છે.

કરીને રક્તનું સીંચન પ્રણય-પુષ્પો ખિલાવ્યાં'તાં,
હજી એ મઘમઘી દિલનું રહ્યું ઉદ્યાન બાકી છે.

હજી મઝધાર પર પ્હોંચી નથી કંઈ નાવડી મારી,
સમંદરનાં હજી કંઈ ઝીલવાં તોફાન બાકી છે.

ભલે હું દાવ હાર્યો છું જીવન હારી નથી ચૂક્યો,
હજી યે જિંદગીમાં જીતનાં અરમાન બાકી છે.

વ્યથા, આહો નિસાસા, દર્દ, દાગો, કારમું ક્રંદન;
હૃદયની ઝૂંપડીમાં કેટલાં મહેમાન બાકી છે!

અરે, ના છેડશો ના છેડશો મુજ દિલ-સિતારીને,
હવે તો ફક્ત એમાં વેદનાનાં ગાન બાકી છે.

પ્રણય-પંથે પડી 'સાલિક,' જીવનને વેડફી દીધું,
હવે કરવાં વ્યથાનાં જિંદગીભર પાન બાકી છે!

૧૯૪૯





# તારું મનન કરે છે

દિલનાં બધાંય દર્દો તારું મનન કરે છે,
ખરતાં નયનથી અશ્રુ તારું રટન કરે છે.

દિલ દર્દ–વેદનાનું જ્યારે કથન કરે છે,
હર આંખડીઓ ત્યારે અશ્રુ–વહન કરે છે.

સૈયાદ બુલબુલોને જકડે છે જાળમાંહે.
ભોળા હૃદય ! ચમનમાં કયાં આગમન કરે છે !

મારા હૃદયના પળ પળ હર તાર ઝણઝણીને–
ગાયે છે ગીત તારાં, તારું રટન કરે છે.

આહો ભરીભરીને બુલબુલ ચમનમાં હરદમ,–
ગુલના હૃદયમાં શાને પેદા જલન કરે છે !

તુજ રાહને ભૂલવશે માયા તણાં પ્રલોભન,
પંથી ! ઠગારા જગને શાને વતન કરે છે ?

એને સલામ 'સાલિક', જેની મધુર વાણી,
રણ–રેતમાં હજી જે પેદા ચમન કરે છે.

૧૯૪૮





# કિનારા પર

પ્રવાસીને રહે શું નાખુદા, વિશ્વાસ તારા પર?
ડૂબાડે નાવને લાવીને તું જ્યારે કિનારા પર.

કરું છું બંદગી તારી જીવનના 'તૂર' પર આજે,
દઉં છું બાંગ આજે પ્રેમની દિલના મિનારા પર.

બની બેહાલ ભટકું છું તમોને ઢૂંઢતો દરદર,
કહી પાગલ મને આજે હસે છે વિશ્વ મારા પર.

પતંગો તો મુહબ્બતમાં બળીને ખાક થઈ જાતાં,
છતાં જ્યોતિ હસે એ પ્રેમને દીપાવનારા પર.

કહે નાવિક! વધુ તો શું હશે એથી સમંદરમાં?
તુફાની મૌજ મઝધારે, તરંગો શાંત આરા પર!

કરું ફરિયાદ હું કોને કે કેવા મિત્ર ભેટ્યા છે,
કરીને મૈત્રીનો દાવો કરે છે ઝુલ્મ મારા પર.

રહ્યાં ત્યાં કોઈના મુખમાં ફક્ત ચિત્કાર ને આહો,
કે 'સાલિક'ની ડૂબી ગઈ નાવ આવીને કિનારા પર.

સપ્ટેમ્બર ૧૯૪૯





## તારલા મલકાય છે !

દર્દ દિલમાં આજ કાં ઉભરાય છે?
આંખથી અશ્રુ બની છલકાય છે.

નિત્ય એનાં સ્વપ્ન આવે છે મને,
રોજ મારી નિંદ ઉડી જાય છે.

છાનો છાનો હું રડું છું રાત્રિએ,
ધીમું ધીમું તારલા મલકાય છે!

આપ સાકી, જામ પર તું જામ આપ,
પીઉં છું ને પ્યાસ વધતી જાય છે.

પશ્ન એ પૂછો નહીં કોઈ મને,
કોણ મારી નિંદ ચોરી જાય છે.

પ્યારમાં જેના થયો બદનામ હું,
એ જ મારા પ્યારથી પંકાય છે!

જિંદગી ના સ્થિર છે 'સાલિક', કદી;
રંગ એના હર ઘડી પલટાય છે.

૧૯૫૦





# દિલ

જામમાં છે કોઈના ચકચૂર દિલ,
પ્યારમાં છે કોઈના મજબૂર દિલ.

કોઈની પાછળ દીવાનું થઈ ગયું,
જાય છે મારાથી મારું દૂર દિલ.

ખાઈ ઠોકર કોઈની તૂટી ગયું,
થઈ ગયું છે પ્રેમમાં નાસૂર દિલ.

યાદમાં તડપે છે એની રાતદિન,
રોજ છેડે છે વ્યથાના સૂર દિલ.

કેમ એને દર્દ કોરી ખાય ના!
પ્રીત–રસથી પૂર છે અંગૂરદિલ!

આપ પણ તડપી જશો તડપાવતાં,
એટલું સમજો કે છે રંજૂર દિલ.

યાદને મારી નથી સત્કારતું,
કેટલું છે કોઈનું નિષ્ઠૂર દિલ!

છો મદિરા પાય ના સાકી મને,
છે શરાબી આંખથી ચકચૂર દિલ.

કોઈની ઝુલ્ફોમાં જઈ જકડાઈ જા,
થઈ જશે તું પ્રેમમાં મશ્હૂર દિલ!

છેડ ના 'સાલિક', ભલે પોઢ્યું રહે,
કોઈની છે યાદમાં મખમૂર દિલ.

૧૯૫૧



# કલ્પનાઓમાં

તને કો પથ્થરે ઢૂંઢે અને કોઈ દુઆઓમાં,
કવિ હું છું કે અવલોકું તને નિત કલ્પનાઓમાં.

નિરાશાને વમળ અટવાય છે મનડું નિશાઓમાં,
મને સંચાર આશાનો મળી રહેશે ઉષાઓમાં.

પ્રણય-નામે બધું પોષાય છે અહીં વાસનાઓમાં,
જીવન ગમતું નથી મુજને આ દુનિયાની હવાઓમાં.

વ્યથાનાં પાન કીધાં છે, ખુશીનો દમ નથી લીધો;
ઘડાયું છે જીવન મારું હમેશાં વેદનાઓમાં.

કરીને વાયદો તો જાય છે પણ તું નહીં આવે,
કસમ તારા, મને વિશ્વાસ છે તારી જફાઓમાં.

હૃદયને ઠેસ લાગે છે, પડે છે વીજળી ઉર પર,
સિતમ વરસી રહ્યા છે આપની જાણે કૃપાઓમાં.

તમારા રૂપની શે'માં તણાયાં નેન પણ કેવાં,
હવે અંધકાર ભાસે છે મને ચારે દિશાઓમાં.

ખુશી બેચાર, લાખો ગમ ને અગણિત વેદનાઓ છે;
વજન મળતું નથી કેમે જીવનના કાફિયાઓમાં.

હજારો યાચનાઓ બાદ મારાં દ્વારે આવી'તી,
કઝા ગભરાઈને ભાગી મને નીરખી વ્યથાઓમાં.

કદી દિલથી ઊઠી તો થઈ જશે લાખો ફના 'સાલિક'!
પ્રલય-આંધી છુપાયાં છે અમારી વેદનાઓમાં.

૧૯૫૨



# ઊર્મિ-તિખારો મળી જશે

ના ભગ્નદિલને એમ સહારો મળી જશે,
કો મૌજ એ નથી કે કિનારો મળી જશે.

જો તુજ નયનનો એક ઇશારો મળી જશે,
જીવનને એક મીઠો સહારો મળી જશે.

મંઝિલના રાહે રાહે કદમ થાકશે કદી,
લઈશું વિરામ ક્યાંય ઉતારો મળી જશે.

ચાલ્યો જઈશ એકલો મંઝિલની શોધમાં,
ઉલ્ફતની રાહે કોઈ જનારો મળી જશે.

મારા હૃદયને મળશે યદિ દર્દ, ગમ, વ્યથા;
એ હંસલાને મોતીનો ચારો મળી જશે.

અશ્રુઓ આંખડીથી સરીને જવાનાં ક્યાં?
તૂટી ગગનથી ખાકમાં તારો મળી જશે.

ના ચેન જો મળે તો મને એનો ગમ નથી,
તારા જ રાતભર જો વિચારો મળી જશે.

આ સાંત્વન છે, ચેન જીવનમાં ન જેમને,
મારા સમા ય એવા હજારો મળી જશે.

ખોવાઈ ગઈ છે ક્યાંક એ મહેફિલના શોરમાં,
શોધું છું, મુજને મારી પુકારો મળી જશે?

'સાલિક'ની જિંદગી ય કદી ધન્ય તો થશે,
એને પ્રણયનો ઊર્મિ-તિખારો મળી જશે.

૧૯૫૧



## કવન થઈ જાય છે

તારલાઓથી ભર્યું જ્યારે ગગન થઈ જાય છે,
છાનું છાનું યાદમાં તારી રુદન થઈ જાય છે.

જ્યાં સુમન ખીલ્યાં ન ખીલ્યાં, સૌરભો પ્રસરી જતાં;
ક્રૂર ત્યાં તો પાનખરનું આગમન થઈ જાય છે.

છે અમર આત્મા કદી યે ખાકમાં મળતો નથી,
ખાકમૂર્તિ ખાકમાં છો ને દફન થઈ જાય છે.

બે દિવસ સુરભિ પ્રસારી જાય છે એ કમ નથી,
બે દિવસ ખીલી સુમન છો ને દફન થઈ જાય છે.

અંત ત્યારે કોઈનો પણ પાસ લાગે છે મને,
આભથી કો તારલાનું જો પતન થઈ જાય છે.

કોઈના મીઠા દિલાસા ના મળ્યા તો શું થયું?
ભગ્નદિલને તો રુદનથી સાંત્વન થઈ જાય છે.

યાદ આવી કોઈની 'સાલિક', લખાવે છે ગઝલ;
હું ન ઇચ્છું તો ય મારાથી કવન થઈ જાય છે.

ઓગસ્ટ ૧૯૪૮





# થવાનું થઈ ગયું !

દિવ્ય મુજ નીરખી પ્રણય તમ રૂપ નાનું થઈ ગયું,
ઠીક છે મુજ ઉર મહીં વસવા બહાનું થઈ ગયું.

ગાંડપણ મુજ પ્રેમનું ને રૂપની એની સમજ,
એ જ કારણ અમ ઉભયની અલ્‌વિદાનું થઈ ગયું.

યાદ છે, આપી ગયા'તાં આપ મળવાનું વચન ?
ઝંખનામાં એજ મારે જીવવાનું થઈ ગયું.

જે કદી મારું હતું એ આજ મારું ના રહ્યું,
પોતિકાને છોડીને દિલ પારકાનું થઈ ગયું !

રાહ તુજ જોતાં ઉષા થઈ, આંખની અશ્રુ સર્યાં,
ઉર-દીપિકાને પ્રણયમાં બૂઝવાનું થઈ ગયું.

એક એ મુશ્કિલ નથી કે મોત કંઈ મુશ્કિલ બને,
એટલે જીવન હવે છે ડર વિનાનું થઈ ગયું.

આશ કોઈ શું કરું, જ્યાં આશનો આરો નથી;
ખૂબ આશામાં જીવન આશા વિનાનું થઈ ગયું !

દર્દથી અંગડાઈ લઈ ઉઠ્યાં ઉમંગો, ઉર્મિઓ;
રાત્રિમાંથી આગમન જાણે પ્રભાનું થઈ ગયું !

ગોદમાં જ્યારે લપેટી મેં કઝાને પ્યારથી,
જિંદગીને દ્વેષથી ચાલ્યા જવાનું થઈ ગયું.

ભૂલ જે થઈ ગઈ જવાનીમાં હવે એ ભૂલ તું,
ભાગ્યમાં 'સાલિક', હતું જે કંઈ થવાનું, થઈ ગયું !

૧૯૫૨



# આંખો બીડાઈ જશે

આ જ્યોત બળી બૂઝાઈ જશે, આ પુષ્પ ખીલી કરમાઈ જશે;
તું મર્મ જીવનનો સમજી લે, એમ જ આંખો બીડાઈ જશે.

જે દર્દ વ્યથાઓ છે દિલમાં તે આંખોથી ઉભરાઈ જશે,-
ને નીર બનીને નયનોના એ નયનોથી છલકાઈ જશે.

જો ગીત મધુરાં ગાઓ તો મદમસ્ત હવા લહેરાઈ જશે,-
ને ઝુલ્ફ વિખેરી બેઠા તો ઘનઘોર ઘટા પથરાઈ જશે.

શું પ્રેમ છે મુજને ના પૂછો, એ સમજાવ્યે ના સમજાશે,
જો આંખો એની ચાર થશે તો ભેદ બધા સમજાઈ જશે.

તુજ રૂપનાં એવાં કામણ છે, ખેંચાણ છે એવાં આંખોનાં;
હૈયું ના રોકયું રોકાશે, ઝુલ્ફોમાં જઈ જકડાઈ જશે.

તુજ પ્યારમાં મારા પ્યાર–ભરેલા દિલના થયા છે ટુકડાઓ,
આ નેન કિનારા થઈ જાશે, એ અશ્રુ બની છલકાઈ જશે.

હો લાખ છુપાવા યત્ન કરો, ના પ્રીત કદી પણ છુપાશે,
જે ભાવ હૃદયમાં છૂપ્યા છે, એ ચહેરા પર અંકાઈ જશે.

હર વાતમાં શેખી છે એની, હર નાઝ ઉપાડું છું એના;
દિલ આજ ભલે મુજ દુભાતું, એ કાળ જતાં ટેવાઈ જશે.

જલ્દી કર જલ્દી હે સાકી, દે ખાલી મારા જામ ભરી,
ઓચિંતી ઘટા ઘેરાઈ છે, ડર છે મુજને વિખરાઈ જશે.

આ દેહથી 'સાલિક', પ્રીત ન કર શણગાર નકામા છોડી દે,
એ ખાક થકી સર્જાયો છે, ને ખાક મહીં ખોવાઈ જશે.

૧૯૫૧



# એના જ વિચારો શા માટે ?

આ ખાકમુઠ્ઠીના દેહ પરે શણગારના ભારો શા માટે ?
ને ખાક તણા અંબાર પરે સર્જંત મઝારો શા માટે ?

અંતરનાં અતલ ઊંડાણુ મહીં શોધીશ તને હું આપબળે,
દિલ પ્રેમથી મારું પ્રકાશિત છે, જ્યોતિનો સહારો શા માટે ?

મુજ પંથ પ્રકાશિત હો ન ભલે, આંખોમાં દીસે અંધકાર ભલે;
ભટકીશ ન હું કંઈ માર્ગ ભૂલી, ચમકે છે સિતારો શા માટે ?

ઊગીને હજી તો આકાશે જીવનમાં ઘડીભર ચમક્યો છે,
ડૂબે છે નીરવતામાં પાછો મુજ ભાગ્ય-સિતારો શા માટે ?

નિજધામ અનંતના આરા પર આતમને જવાનું છે જ્યારે,
તો દેહનું બંધન ને વિશ્વે આ અલ્પ વિહારો શા માટે ?

મારાથી રહે છે દૂર અને મુજને જે વીસરવા ચાહે છે,
સમજાતું નથી કે આવે છે એના જ વિચારો શા માટે ?

એ કોનું દર્દ વીસરવાને મયખાર બન્યો આજે 'સાલિક',
એ કોના વિરહમાં ઝૂરે છે, તડપે છે બિચારો શા માટે ?

૧૨-૧૧-'૪૭





# થોડી થોડી

છે એનાં નયનમાં હયા થોડી થોડી,–
ને છલકાઈ રહી છે સુધા થોડી થોડી.

વદન પરથી પરદો હટાવીને થોડો,
પીવાડી રહ્યા છે સુરા થોડી થોડી.

ઉઠાવી રહ્યાં છે નજર ધીરે ધીરે,–
ને પ્રસરી રહી છે પ્રભા થોડી થોડી.

મટી જાય ના કાંઈ દર્દો હૃદયનાં,
મને રોજ દે છે દવા થોડી થોડી.

મળે છે મઝા ઈન્તેજારીમાં ક્યારેક,
ગમી ગઈ છે એની જફા થોડી થોડી.

હમેશાં જીવનમાં ન ઉલ્લાસ માગું,
મને આપજે તું વ્યથા થોડી થોડી.

સદા એ રહેતો ભલે મસ્ત સાકી !
ન 'સાલિક'ને આપો સુરા થોડી થોડી.

૧૯૫૨





# સાંજ ઢળતી હો !

પ્રિયે, તુજ રૂપ–મદિરાની ભરી પ્યાલી છલકતી હો !
અને એને પીવા આતૂર મુજ આંખો તરસતી હો !

મૃદુ આલાપતાં સાગર-કિનારે હોઈએ બેઠાં,
ફુવારા રંગબેરંગી ઉડાવી સાંજ ઢળતી હો !

ગગનમાં ચંદ્ર હસતો હો, વરસતી ચાંદની ત્યારે,
મલકતું હો વદન તારું, સુધા રૂપની વરસતી હો !

તિમિરમય રાત્રિએ વર્ષા છિપાવે પ્યાસ ધરતીની,
તને જોવાને ત્યારે આંખ કાં મારી તલસતી હો ?

કહે છે કોઈ શાને કે પતંગોને શમા બાળે ?
પતંગો કેમ ના સળગે શમા જ્યારે સળગતી હો !

લખાઈ આ વિષમતા માળીના કિસ્મતમાં જોવાની,
સુમન મુરઝાઈ ખરતાં હો, કળી ત્યારે વિકસતી હો !

તિમિરમાં કેમ તારો કાફલો અટવાય હે 'સાલિક' !
પ્રિયાના રૂપની જો પંથ પર જ્યોતિ ઝળકતી હો !

૧૯૪૮







પ્રિયે, તું ચાલ જગથી દૂર જ્યાં બસ શાદમાની હો ! મહોબ્બત હો, વફા હો, રૂપ કેરી રાજધાની હો !

# પ્રેમમય હર જિંદગાની હો !

પ્રિયે, તું ચાલ જગથી દૂર જ્યાં બસ શાદમાની હો !
મહોબ્બત હો, વફા હો, રૂપ કેરી રાજધાની હો !

હવામાં ગુંજતી હો જ્યાં અહર્નિશ પ્રેમની બાંગો,
સનાતન હો જવાની, પ્રેમમય હર જિંદગાની હો !

અને હો નીલ આસ્માને જતી વણઝાર તારાની,
બની જ્યાં માર્ગદર્શક ચાંદની હસતી સુહાની હો !

પવનની મસ્ત લહરીઓ થકી હો ઝૂલતાં પુષ્પો,
નદીનો હો કિનારો વૃક્ષની છાયા મઝાની હો !

વદન તારું મલકતું હો, તડપતું હો હૃદય મારું;
જબાં ખામોશ હો ને ચાર નયનોની કહાની હો !

હૃદય નર્તન કરી ઊઠે, નયન પલકાર પર તારા;
મધુરા સ્મિત પર મારી બની આંખો દીવાની હો !

મનીષા એ જ 'સાલિક'ની જીવન હો જીવવા જેવું,
ખુશી–આનંદના દિન હો, અને રાતો મઝાની હો !

૧૯૪૮





# મૃત્યુને વરી ચાલ્યો

આવ્યો'તો જીવન લઈને મૃત્યુને વરી ચાલ્યો,
આલમને તજી અંતે નિજધામ ફરી ચાલ્યો.

અશ્રુઓ વહાવીને નિઃશ્વાસ ભરી ચાલ્યો,
આવ્યો'તો ખુશી લઈને, આક્રંદ કરી ચાલ્યો.

ઉલ્લાસ મળ્યા જે કંઈ, જીવનમાં લુંટાવ્યા મેં;
અશ્રુઓ મળ્યાં જે કંઈ, પાલવમાં ભરી ચાલ્યો.

દુશ્મનની અદાવતનો ના ખોફ હતો મુજને,
જીવ્યો તો જગતમાં હું મિત્રોથી ડરી ચાલ્યો.

મહોબ્બતનાં અમી કેરા મેં જામ ધર્યા જગને,
ઈર્ષ્યાળુ જગતનાં હું વિષપાન કરી ચાલ્યો.

જીવનમાં ભલે ને કંઈ ના પ્યાર મળ્યો મુજને,
ગાઈને પ્રણય-મહિમા, હું પ્યાર કરી ચાલ્યો.

જગ જ્યારે મિલન-પંથે અવરોધ બની ઊભું,
મળવાને તને આતૂર, તે પાર ફરી ચાલ્યો.

કરતો હું રહ્યો હરદમ જીવનમાં સ્મરણ જેનું,
મૃત્યુની ક્ષણે પણ હું એને જ સ્મરી ચાલ્યો.

'સાલિક', મેં પ્રણય-ગીતો જે કંઠ ભરી ગાયાં,
આલમને કવિતા એ હું ભેટ ધરી ચાલ્યો.

૧૫ ૭-'૫૨



# ફોરાં

રુબાઈયાત

કત્આત

નયનોથી મેઘ-ફોરાં સમ અશ્રુઓ ઝરે છે,
[illegible] [illegible]ગના પાલવે મોતીઓ ઝરમરે છે.



કવિ છું, કલ્પના મારી પ્રિયા છે,– ન એ વિણ અન્યની સુજને પડી છે.

## જીવન-કવન

ભરેલું દર્દથી મારું કવન છે,
ખરું છે કે ભર્યું એમાં રુદન છે,
પરન્તુ એ નથી જુદું જીવનથી,
ભરેલું દર્દથી મારું જીવન છે.

૧૯૫૨

## કવિ છું—

નજર મારી ન કો દી આથડી છે,
ન કોઈનાં નયનથી જઈ લડી છે;
કવિ છું, કલ્પના મારી પ્રિયા છે,
ન એ વિણ અન્યની મુજને પડી છે.

૧૯૫૨

## તું હિ તું

સિતારા-ચાંદમાં ચમકાર તારો,
રવિનાં તેજમાં ઝબકાર તારો;
હરેક રંગો મહીં છે રંગ તારા,
હરેક આકારમાં આકાર તારો.

૧૯૪૯

## સત્ય-પંથે

નજર જુએ સદા તુજ ભવ્યતાઓ,
હૃદય પામે સદા તુજ પ્રેરણાઓ;
કદમ મારા ઊઠે નિત સત્ય-પંથે,
રહે નિત ઝળહળી આતમ-પ્રભાઓ.

૧૯૫૨



## પરંપરા

કર્યે હું જાઉં છું હરદમ ખતાઓ,
કર્યે તું જાય છે હરદમ દયાઓ;
ખુદાયા ! તું કબૂલ્યે જાય છે તો
કર્યે હું જાઉં છું હરદમ દુઆઓ.

૧૯૪૯

## હું હતભાગી

ખુદા, તુજ વિશ્વમાં રંજૂર શાને ?
કદી ગમગીં, કદી મજબૂર શાને ?
થઈ છે યા ખુદા ! મારી ખતા શી ?
થયો તારી કૃપાથી દૂર શાને ?

૧૯૪૯

## વાંછના

ફક્ત તું હો જીવન-આદર્શ મારો,
પ્રણય-મસ્તી હો જીવન-હર્ષ મારો;
મરણ હો શોધમાં તો માત્ર તારી,
મિલન એવું જીવન-ઉત્કર્ષ મારો.

૧૯૫૦

## મિનારો

સુણાવા વિશ્વને સંદેશ તારો,
અને તુજ પ્રેમના કરવા પુકારો;
બધે તુજ નામનો રણકાર કરવા,
થવાનો હું ગગનચુંબી મિનારો.

૧૯૫૧



## હું ફૂલ-જગબાગનું

અનોખા રંગ છે મારા વદનમાં,
જીવન-સંગીત છે મારા કવનમાં,
સુમન છું હું ગુલિસ્તાંનું મહેંકતું,
પ્રણય-સૌરભ છે મારા તનબદનમાં.

૧૯૪૯

## આધાર

સુમન સૌરભથી ને સૌરભ સુમનથી,
ચમન પુષ્પોથી ને પુષ્પો ચમનથી;
જગતમાં એમ તો 'સાલિક', ઘણાનાં
જીવન છે એકબીજાનાં જીવનથી.

૧૯૪૯

## કર્તવ્ય

જીવન તું દિવ્યતર તારું કરી જા,
જગે તું તેજ એનાં પાથરી જા;
શમા પેઠે જલાવી જાતને નિજ,
તિમિરો વિશ્વનાં 'સાલિક', હરી જા.

૧૯૪૯

## શમા

ન ખુદને વ્યર્થ હું બાળી રહી છું,
ન મિથ્યા જાત ઓગાળી રહી છું;
શમા છું, નિત્ય મારા ઉર-દહનથી
સદા મ્હેફિલને અજવાળી રહી છું.

૧૯૪૯





નયનનાં નીરથી બૂઝી રહી છે,–હૃદયની આજ મારી ધૂપદાની.

## ધૂપદાની

પરિમલ શું જગે પ્રસરાવવાની !
જીવન મુજ ખાક એ મ્હેંકાવવાની !
નયનનાં નીરથી ભૂઝી રહી છે,
હૃદયની આજ મારી ધૂપદાની.

૧૯૫૧

## વાસ્તવમાં...

ધનુષમાંથી છટકતા તીર જેવું,
ઝળકતી વીજની શમશીર જેવું;
સમંદર સમ ઊંડું સમજે છે જેને,
જીવન એ ઝાંઝવાનાં નીર જેવું.

૧૯૪૯

## અણછીપી પ્યાસ

હજી છે જિંદગીમાં શ્વાસ બાકી,
પીવાના છે હજી ઉલ્લાસ બાકી;
ઊઠો સાકી ! ભરી દો જામ ખાલી,
હજી છે જિંદગીમાં શ્વાસ બાકી.

૧૯૪૯

## મદિરાપાન

હવે નિજ–ભાનથી બેભાન થાવા,
ભૂલીને સર્વ કંઈ નિર્ભાન થાવા;
વ્યથા વીસરી જવા માટે મદિરા !
તને પી જાઉં છું બેધ્યાન થાવા.

૧૯૫૦



## ભલો થા

બધાનાં તું નયનનો તારલો થા,
હરી હૈયાં બધાનો લાડલો થા;
ભલા સાથે ભલાઈ શું કરે છે?
બુરા સાથેય હંમેશાં ભલો થા.

૧૯૫૧

## નકામું

ગહન વિજ્ઞાન કેરાં જ્ઞાન પામ્યો,
ભલે તું વિશ્વનાં સન્માન પામ્યો;
છતાં શા કામનાં એ જ્ઞાન-કીર્તિ,
નહીં જો આત્મ કેરું ભાન પામ્યો.

૧૯૪૯

## બેઅસર

નયનમાં આજ એવાં નીર ક્યાં છે?
હૃદયમાં આજ એવી પીર ક્યાં છે?
કે મુર્દા પણ સજીવન થાય એવી
દુઆઓમાં રહી તાસીર ક્યાં છે?
૧૯૪૯

## સદ્‌ગુણો ક્યાં?

નયન છે પણ નયનમાં ક્યાં હયા છે?
હૃદય છે પણ હૃદયમાં ક્યાં દયા છે?
જીવન જેવું જીવન આજે તજીને
ન જાણે ક્યાં એ સદ્‌ગુણો ગયા છે?

૧૯૪૯





## જીવનસાથીને

ભલે કપરો જીવનનો પંથ સાથી !
સફર કરવી, હશે તું સાથ મારી;
હટાવી રાહપરના કંટકો સૌ,
જવું તે પાર જગનો પંથ કાપી.

૧૯૫૨

## પ્રિય સાથી !

ભલે આંધી અને તોફાન આવે,
ભલે મઝધાર મુજ નૌકા ડુબાવે;
વમળમાં તું ફસે, હું પાર થાઉં,
ખુદા ના કોઈ દી એ દી બતાવે.

૧૯૫૧





## તુજને જ માગું

ફળે જો જિંદગી, તુજને જ માગું,
બીજી ઇચ્છા નથી, તુજને જ માગું;
મળી જાયે મને દોલત જગતની,
ન સ્વીકારું કદી, તુજને જ માગું.

૧૯૫૧

## અપ્રિય

નથી ગમતા ચમકતા ચંદ્રતારા,
નથી ગમતી સૂરજની તેજધારા;
તમારા વિણ બધું યે છે નકામું,
અકારી રાત્રિઓ, દિવસો અકારા.

૧૯૫૨



સુહાની ચંદ્રિકા છે રાત પ્યારી,
તમે પ્યારાં તમારી વાત પ્યારી;
તમારી છાંય મીઠી છે જિગર પર,
જીવન પર છે તમારી ભાત પ્યારી.

૧૯૪૯

## હયાઓ–

અદાઓ ખૂબ તારી જોઈ છે મેં,
છટાઓ ખૂબ તારી જોઈ છે મેં;
ઢળી નીચી નિગાહો પણ ચૂમી છે,
હયાઓ ખૂબ તારી જોઈ છે મેં.

૧૯૪૮

## જામ દેજે

મને તું હૂંફ ને આરામ દેજે,
રટનમાં એક તારું નામ દેજે;
હું પાઉં પ્રેમની તુજને મદિરા,
જવાનીના ભરી તું જામ દેજે.

૧૯૫૧

## બધું પ્રેમમય

મહોબ્બત છે અમારી શાદમાની,
મહોબ્બત છે અમારી જિંદગાની;
મહોબ્બતમાં વિતાવી દઈશું જીવન,
મહોબ્બતમાં મળે છે જાવેદાની.

૧૯૪૮



## જવાની છે–

નયન મળતાં નયન શરમાઈ જાશે,
હૃદય મળતાં હૃદય હરખાઈ જાશે;
જવાની છે કરી લે પ્યાર બે દી,
તને પણ જિંદગી સમજાઈ જાશે.

૧૯૪૯

## ખબર ન્હોતી–

અચાનક ભેગી આંખો ચાર થાશે,
હૃદયને ત્યારે તુજથી પ્યાર થાશે;
જલી જાશે પ્રણયની આગમાં દિલ,
ખબર ન્હોતી જીવન દુશ્વાર થાશે.

૧૯૪૯

## દફનાવવાને

પ્રણયના જામ તું પિવડાવવાને,
હૃદય મુજ હાસ્યથી છલકાવવાને;
ન આવે પણ પ્રિયે, આવી જજે તું,
મરેલી આરઝૂ દફનાવવાને.

૧૯૪૯

## જેવું કિસ્મત

ન શિકવા છે, ન કંઈ તુજથી ગિલા છે,
નથી કે'તો કે કંઈ તારી ખતા છે;
નથી તકદીરમાં મુજ પ્યાર તારો,
પછી શાને કહું તું બેવફા છે?

૧૯૪૯



## યાદ લાવી

હવાઓ ઠંડી ઠંડી આજ આવી,
મધુરી એ પળોની યાદ લાવી;
પ્રિયા સાથે સુહાની ચાંદનીમાં—
હતી ઉલ્ફત મહીં જે મેં વિતાવી.

૧૯૪૮

## સ્મરણ

નથી તારા મૃદુ ઉદ્‌ગાર ભૂલ્યો,
નથી તારા મધુર રણકાર ભૂલ્યો;
ભૂલ્યો ખુદને હું તુજને યાદ કરતાં,
પરન્તુ ના તને દિલદાર, ભૂલ્યો.

૧૯૪૯

## ભલે દુખમાં—

ભલે દુખમાં ભલે ને યાતનામાં,
રકત તારી પ્રણય–આરાધનામાં;
કદમ તારા થશે મુજ ઝૂંપડીએ,
જીવન જાયે વીતી એ ઝંખનામાં.

૧૯૪૯

## ઇચ્છા

સવારો, સાંજ તારાં ગીત ગાઉં,
અને હર રાત સ્વપ્નોથી સજાઉં,
તને બેસાડું મારી ગોદમાંહે,
અને ક્યારેક હું દિલમાં છુપાવું.

૧૯૫૧



## થાક્યો

કરી દિનરાત એની યાદ થાક્યો,
ભરી હૈયે પ્રણય-ઉન્માદ થાક્યો;
સિતમગરને દયા આવી ન મુજ પર,
નિરંતર હું કરી ફરિયાદ થાક્યો.

૧૯૫૧

## નિરાશા

જઈને રાહથી કંટક હટાવ્યા,
સુકોમળ પુષ્પ આંગણમાં બિછાવ્યાં;
ન આવ્યાં તો ય મારી ઝૂંપડીએ,
ચિરાગો આશના મિથ્યા જલાવ્યાં.

૧૯૪૯

## મુબારક

મુબારક મુજને મારી જાંફિશાની,
મહોબ્બત આપને હૈયા વિનાની;
મને છે પ્યાર મારા રંજ-ગમથી,
મુબારક આપને હો શાદમાની.

૧૯૪૮

## ખુશીથી-

ભલે તું હાસ્ય હૈયાનાં હરી લે,
કરી લે તું સિતમ મુજ પર કરી લે;
તને મુજ રંજ-ગમથી જો મળે તો
જિગર તારું ખુશીઓથી ભરી લે.

૧૯૪૮



## દુનિયાથી કિનારો

જીવનને માત્ર છે તારો સહારો,
કરું છું પ્રેમમાં તારા ગુજારો;
કિનારો જો કરી જાશે તું મુજથી–
કરી હું જઈશ દુનિયાથી કિનારો.

૧૯૫૧

## સહારો

નથી કો વિશ્વમાં આધાર મારો,
ન કો દિલને દિલાસો આપનારો;
જબાં પર રાતદિન તારું રટન છે,
દુખી દિલને ફકત તારો સહારો.

૧૯૪૯

## ન જાઓ

ન મારાં નેન તરસાવી, ન જાઓ,
ન મારા દિલને તડપાવી, ન જાઓ;
પધારી જિંદગાનીમાં અચાનક,
ન મારો પ્રેમ ઠુકરાવી, ન જાઓ.

૧૯૫૦

## યાચના

કહું છું ક્યાં મને સત્કાર આપો,
કહું છું ક્યાં તમારો પ્યાર આપો;
છે મારી યાચના બસ એટલી કે
જીવનભર ઝૂરવા તમ દ્વાર આપો.

૧૯૫૧



## ભ્રમણા?

હસે છે આજ આ તારક ગગનના,
હસે છે આજ આ પુષ્પો ચમનનાં;
કે જાણે ચોતરફ વાગી રહ્યા છે
હવે ભણકાર તારા આગમનના.

૧૯૫૦

## પરવશતા

હસે છે તારલા મુજને નિહાળી,
જુઓ, મુજ પર હસે છે રાત કાળી;
રુદન પર વિશ્વ આખું યે હસે છે
છતાં શકતો નથી અશ્રુઓ ખાળી.

૧૯૫૦

## પિપાસા

જીવનભર હું ભલે નાખું નિસાસા,
ન આવીને તમે આપો દિલાસા;
તમારી યાદમાં ને ઝંખનામાં
જીવન જાયે વીતી બસ એ પિપાસા.

૧૯૫૦

## આહ

જશે તૂટી સમંદરના કિનારા,
ધ્રૂજી ઊઠશે ગગન કેરા મિનારા;
અગર એક આહ દિલથી નીકળી તો
ખરી પડશે બધા નભના સિતારા.

૧૯૫૨



## નયનવાસી

ન અશ્રુ નેનથી મારાં સરે છે,
ન તો એ નેનથી પાછાં ફરે છે;
ગમે છે એમને નયનોમાં રહેવું,
નયનવાસી નયનમાં તરવરે છે.

૧૯૪૯

## આઘાત

નથી નયનોનો અશ્રુપાત ખાલી,
નથી હૈયાનો ઉલ્કાપાત ખાલી;
મરણ પ્હેલાં મરી ગઈ આરઝૂઓ,
નથી દિલને થયો આઘાત ખાલી.

૧૯૫૧

## શેષ આંસુ

જીવનમાં ક્યાં રહ્યો છે સાર બાકી ?
રહ્યો ક્યાં આજ આત્મોદ્ધાર બાકી ?
ફના પણ હું અરે કેવો થયો છું,
રહ્યાં છે અશ્રુઓ બેચાર બાકી !

૧૯૫૦

## જીવનનો સાર

રડે છે આંખડી હરવાર અશ્રુ,
જિગરનો માત્ર છે આધાર અશ્રુ;
ન પૂછો છે શું જીવનમાં અમારા,
જીવનનો સાર છે બેચાર અશ્રુ.

૧૯૪૯



## વિડંબના

નથી દિલમાં રહ્યા ઉલ્લાસ બાકી,
હવે કેવળ રહ્યા નિઃશ્વાસ બાકી;
મરણ જેવી થઈ છે જિંદગાની,
છતાં છે જિંદગીના શ્વાસ બાકી.

૧૯૪૯

## દુર્ભાગ્ય

તમારી યાદમાં દિલ ટળવળે છે,
વ્યથાઓ વેદનાઓ સળવળે છે;
જીવનથી તંગ આવ્યો છું હવે તો
ન માગ્યું મોત પણ મુજને મળે છે.

૧૯૪૮

## જીવન ન પામ્યો

જીવનમાં પ્રીતમય વર્તન ન પામ્યો,
મૃદુ તુજ ગીતનાં ગુંજન ન પામ્યો;
મળ્યું તારા વિના સઘળું જીવનમાં,
છતાં સમજ્યો કે હું જીવન ન પામ્યો.

૧૯૫૦

## શાન પામ્યો

ભમ્યો ઘરઘર અને અપમાન પામ્યો,
જીવનમાં ના અરે સન્માન પામ્યો;
લપેટ્યો ગોદમાં મૃત્યુએ જ્યારે,
હું સમજ્યો જિંદગીની શાન પામ્યો.

૧૯૫૦



## દિલાસો

ભલે ના પારકા મારા થયા છે,
ભલે મારા થયા મુજથી જુદા છે;
ભલે મુજથી રૂઠે આખું જગત પણ,
ન ભૂલું એટલું, મારો ખુદા છે.

૧૯૪૮

## ડહાપણ સૂઝયું !

હંસીમાં મેં દીધું બચપણ વિતાવી,
જવાની હાય મસ્તીમાં ગુમાવી;
કયામતના વિચારે આજ 'સાલિક',
જઈફીમાં ખુદાની યાદ આવી.

૧૯૪૯

## આઝાદ થઈશું

છીએ બરબાદ તો આબાદ થઈશું,
ખુશીમાં ઝૂમશું ને શાદ થઈશું;
કઝા, તારી કૃપા અમ પર થશે તો
જીવનના ભારથી આઝાદ થઈશું.

૧૯૪૯

## મોત માટે

ગમી માટે મળી'તી શાદમાની,
જઇફી કાજ પામ્યો'તો જવાની;
જગત છોડી જતાં સમજાય છે કે
મળી'તી મોત માટે જિંદગાની.

૧૯૪૮





## નિશાની

સફર પૂરી થશે આ કાફલાની
અટકશે એક દિન એની રવાની;
જગતની રેત પર એના કદમની
રહી બાકી જશે બે દિન નિશાની.

૧૯૪૮

## સંસારનો સાર

જગતના માત્ર સ્વાર્થી પ્યારમાંથી,
અદેખાઈ, સ્પૃહા ને ખારમાંથી;
નથી કો'નું જગતમાં કોઈ થાતું–
મળ્યો છે સાર આ સંસારમાંથી.

૧૯૪૯

## માત્ર કફન

રૂડા આ વિશ્વના બાઝારમાંથી,
અને સમૃદ્ધ આ સંસારમાંથી;
જવાનું કબ્રમાં લઈને કફન એક–
બનેલું ચંદ કાચા તારમાંથી.

૧૯૪૯



## ન હોય

ફૂટી આંખો મહીં અંજન ન હોયે;
જીવનનું મોત પર મંથન ન હોયે;
કબરની ખાકમાં શાંતિથી પોઢી,
અચેતન કાય પર ક્રંદન ન હોયે.

૧૯૪૯

## નહીં, નહીં !

ન મારી કબ્ર પર અત્તર લગાવો,
ન ફૂલોની તમે ચાદર બિછાવો;
કે તડપે છે કબરમાં રૂહ મારી,
ન મારી કબ્ર પર આંસુ વહાવો.

૧૯૫૧







### ઉપમા

શરબતી આંખો ભવાં જાણે હિલાલ,
ગાલ પર ઊડી રહ્યો જાણે ગુલાલ;
ઝુલ્ફ કાળી રાત સમ, રૂખસાર સુર્ખ
તારા રૂપની કેટલી આપું મિસાલ !

૧૯૫૨

### કવિતા

સમંદરના દિલમાં સરિતા સરિતા,
કમળનાં નયનમાં સવિતા સવિતા;
વસી એમ 'સાલિક' કવિના હૃદયમાં,
મધુરી મધુરી કવિતા કવિતા.

૧૯૪૮





## તું હિ તું

નિહાળ્યાં તેજ તારાં ઓપતી નિર્મળ પ્રભાઓમાં,
નિહાળ્યાં નેનનાં પણ શ્યામ કાજળ મેં નિશાઓમાં;
ધરા પરનાં સુમનમાં મેં બધે તારી છબી નીરખી,
વદનનાં સ્મિત પણ જોયાં ગગનના તારલાઓમાં.

૧૯૫૨

## પ્રેરણા •

છાનું છાનું કોઈનું મનમાં મનન થઈ જાય છે,
ધીમું ધીમું કોઈનું જીભ પર રટન થઈ જાય છે;
કોઈની છે યાદ કેવી પ્રેરણાવંતી અરે,
મીઠું મીઠું ખુદ-બ-ખુદ મુજથી કવન થઈ જાય છે.

૧૯૪૮



## ચીરવસંત

દિલમાં વસી રહો તો દિલનો કરાર થઈને,
ઝળકી રહો હૃદયના પુષ્પે તુષાર થઈને;
દર્શન ન થાય મુજને ક્યારે ય પાનખરનાં,
આવી વસો જીવનમાં એવી બહાર થઈને.

૧૯૫૧

## પ્રેમમય

આ વિશ્વને નિહાળું છું પ્રેમમય હવે હું,
આવી હવે વસ્યાં છે તે મારી આંખડીમાં;
મ્હેંકી રહ્યો છે આજે જીવનનો બાગ 'સાલિક',
સૌરભ બની રહ્યાં છે ઉરપુષ્પપાંખડીમાં.

૧૯૪૯

## એક જ ઇચ્છા

ન તારો પ્યાર માગું કે ન તારું ગુલબદન માગું,
નહીં શબ્દો દિલાસાના, ન મીઠું સાંત્વન માગું;
ઉપેક્ષિત ચાહનારાની ફકત આ એક ઇચ્છા છે :
દફન થાવા ચહું હું દ્વાર તારાં ને કફન માગું.

૧૯૫૧

## અશક્ય

કહોને બુલબુલો છોડી વળી ગુલઝાર, ક્યાં જાયે ?
કહો તોડી પતંગાઓ શમાનો પ્યાર, ક્યાં જાયે ?
તમારાં પ્યારમાં જેણે જીવનને વેડફી દીધું,
પ્રિયે ! 'સાલિક' હવે છોડી તમારાં દ્વાર, ક્યાં જાયે ?

૧૯૫૧



## સામો પ્રશ્ન

પ્રેમ જેવો પ્રેમ તારો, શું હૃદય-દાહક નથી?
દાહ જેવો દાહ પણ શું અશ્રુનો વાહક નથી?
કેમ પૂછે છે, ઝરે કાં અશ્રુઓ તણખા થઈ?
આગ-જળના આ મિલનની તું જ શું સર્જક નથી?

૨૦-૩-'૫૨

## તારા વિના...

સૌરભો પ્રસરાવતાં પુષ્પો ય ઉન્માદક નથી,
ચાંદની પણ લાગતી કંઈ આજ આકર્ષક નથી;
એ જ કારણ છે કે તારા વિરહની આ રાત્રિએ
રમ્યતા આ વિશ્વની મુજ કાજ આહ્લાદક નથી.

૨૦-૩-'૫૨

## નિરર્થક

એ રુદન શા કામનું કે જે હૃદયદ્રાવક નથી,
છે નકામું એ હૃદય, જે ભાવનાવાહક નથી;
વ્યર્થ છે એ આંખ કે જેમાં અમીવર્ષા ન હો,
વ્યર્થ છે એ જિંદગી જે પ્રેરણાદાયક નથી.

૨૦-૩-'૫૨

## અંગાર

નીરખો તો જળ સમાં એ પારાવાર અશ્રુઓ છે,
સમજો તો વેદનાનો આકાર અશ્રુઓ છે;
છે ચાલમાં અહો તો, છે હિમથી ભરેલાં,
સ્પર્શો તો આંખડીના અંગાર અશ્રુઓ છે.

૧૯૫૨



## દર્દ—પ્રણયનો સાર

દિલ થંકી તો એમના પર પ્યાર છે,
પ્યાર છે તો દર્દ છે, આજાર છે;
એ વિના બીજું પ્રણયમાં કંઈ નથી,
દર્દ તો 'સાલિક', પ્રણયનો સાર છે.

૧૯૪૭

## ઇન્તેજાર

યાદમાં તારી હૃદય બેઝાર છે,
ઉર તણા ઉતાવળા ધબકાર છે,
આંખડી નીરખી રહી વ્યાકૂળ થઈ,
આવ તું, તારો જ ઇન્તેજાર છે.

૧૯૪૭

## માગણી

એ જ હું મરનારની છે માગણી,
વ્યર્થ ના દુભાવ મારી લાગણી;
આજ પરલોકે સીધાવી જાઉં છું,
એક દૃષ્ટિ પ્રેમની કર મુજ ભણી.

૧૯૫૨








## નઝમ

પ્રણયની જે ક્ષણો ગુજરી યુવામાં,
મધુરું દર્દ તે સંભારવામાં.

# એક જ ઝંખના

હજી પણ યાદ આવે છે ઉભયનું બાળપણ મુજને,
ઉભય વચ્ચે જે વ્હેતુ'તું એ મમતાનું ઝરણુ મુજને.

હજી પણ યાદ આવે છે કદી તારું વદન પ્યારું,
હજી થઈ જાય છે મુજને કદી તારું મનન પ્યારું.

એ વ્હેતી કંઠથી તુજ ગીતની ધારા નથી ભૂલ્યો,
ઉભયની સાથ હસતા આભના તારા નથી ભૂલ્યો.

ફરકતું હોઠ પર તુજ હાસ્ય મીઠું કેમ ભૂલાયે ?
ન આવે યાદ કાં તું, જો પ્રણયના વાયરા વાયે ?

કરું છું યાદ તો મુજને બધું યે યાદ આવે છે,
સ્મરણુ હર દૃશ્યની આંખો મહીં આંખી ય લાવે છે.

કદી ઘર પાસ મારા તું ભલા રહેવાને આવી'તી,
પરન્તુ કાં હમેશાં પાસ તું રહેવાને આવી'તી ?

હતી કોને ખબર કે તું કદી ચાલી જવાની છે ?
અને મુજ બાળપણને છેહ તું આપી જવાની છે ?

કે પડતી'તી અગાસી આપણી સામે ઉભયની જ્યાં,
કરી ગઈ'તી નયનથી વાત મીઠી તું વિનયની જ્યાં.

સમી સંધ્યાને ટાણે એક દિન દૃષ્ટિ મળી ગઈ'તી,
અને ત્યાં સ્નેહની સિન્ધુ ઉભય વચ્ચે ઢળી ગઈ'તી.



પછી તો રોજના વાતો, મુલાકાતો વધી ગઈ'તી;
ઉભય-વચ્ચે વિનય, મમતાની સોગાતો વધી ગઈ'તી.

ન કિન્તુ આપણે કંઈ પ્રેમની વ્યાખ્યા કરી જાણી,
પ્રણયનાં ગીત કે ના પ્રીતની વાચા કરી જાણી.

હૃદય આઠે પ્રહર બસ ખેલવામાં મગ્ન ર્‌હેતું'તું,
પ્રભાનાં ગીત ને સંધ્યા તણી નિત વાત ક્‌હેતું'તું.

ઉભય રમતાં હતાં જ્યારે ય ત્યારે સાથ રમતાં'તાં,
મળીને બેસતાં તો મીઠી મીઠી વાત કરતાં'તાં.

ઉભયને ક્યાં કદી પણ આપણે લેખ્યાં હતાં જુદાં?
ન આપણને કદી યે કોઈએ પેખ્યાં હતાં જુદાં.

ભલે ને પ્રેમની વાચા કરી કે ના કરી જાણી,
પ્રણય ને રૂપની વ્યાખ્યા કરી કે ના કરી જાણી.

ઉભય કિન્તુ, હમેશાં સ્નેહ માંહે લુપ્ત થઈ જાતાં,
નિહાળી એકબીજાને હમેશાં તૃપ્ત થઈ જાતાં.

ઉભય વચ્ચે પડી ગ્યો'તો ખરે એક્ પ્રેમનો ધારો,
મને ગણતી હતી તું નિત્ય તારા પ્રાણથી પ્યારો.

છતાં એક્ શોખ તારો, રોજની આદત બની ગઈ'તી,
મને નિત્યે ચિડવવાની તને આદત પડી ગઈ'તી.

તને એ યાદ છે? તું ગેલમાં આવી જતી જ્યારે,—
ને કરવામાં અડપલું કંઈને કંઈ ફાવી જતી જ્યારે.

પછી ગર્વિષ્ઠ સમ હસતી હતી તું જીતથી તારી,—
ને હું અકળાઈ જાતો'તો અજબ આ રીતથી તારી.



સમજ ન્હોતી મને પડતી કે મારે શું ઘટે કરવું ?
જવું છેડાઈ ? ર્‌હેવું શાંત કે મુજ હાર પર હસવું ?

યદિ હું છેડતો તુજને તો તું છેડાઈ જાતી'તી,
અધૂરા પાત્ર સમ જાણે તરત છલકાઈ જાતી'તી.

ક્ષણિક્ આવેશમાં તું સાથ મુજ છોડી જતી જ્યારે,–
ને મારી માત પાસે વ્યગ્ર થઈ દોડી જતી ત્યારે.

દુખી હો એમ પળભર હાંફતી શ્વાસો ભરી લેતી,–
ને મુજ માતા કને મુજ નામની ફરિયાદ પણ કરતીઃ

'જુઓ, મહેબૂબ્ તમારો આ સદા મુજને સતાવે છે,
ન એનું નામ પણ લઉં છું છતાં મુજને સતાવે છે.'

અને તું દોડતી ચાલી જતી, ચીઢવી જતી મુજને;
'હવે ના છેડજે મહેબૂબ્' કહી અકળાવતી મુજને.

કહે, હૈયું છતાં તારું કદી ક્યાં હાથ ર્‌હેતું'તું ?
ઊઠીને છાનું છાનું નિત્ય મારી વાત ક્‌હેતું'તું ?

કદી મુજ પ્રેમની વાતો કરી તલસાવતું તુજને,
લપાઈ અંકમાં મારા, જવા લલચાવતું તુજને.

અને મનમાં જ તું ત્યારે ફરી અકળાઈ જાતી'તી,
ફરી તું આવતી મુજ પાસ ને મલકાઈ જાતી'તી.

શરમના ભારથી તારી નજર નીચી ઢળી જાતી,–
ને દુનિયા પ્રેમની મુજ દિલ મહીં પણ ખળભળી જાતી.

'હવે તો ના સતાવે ને ફરી ?' તું પૂછતી હેતે,
નયનમાં નીર ઉમટ્યાં હર્ષનાં તું લૂછતી હેતે.



અને દિલની મને તારી બધી વાતો કરી લેતી,–
ને તારાં નેનનો પાલવ તું લજ્જાથી ભરી લેતી.

ફરૂં છું યાદ તો આવું ઘણું યે યાદ આવે છે,
સ્મરણ હર દૃશ્યની આંખો મહીં ઝાંખી ય લાવે છે.

હજી પણ યાદ આવે છે મને એક વાત એ મીઠી,
પરસ્પર ગેલમાં દીધી હતી સોગાત એ મીઠી.

ઉભય એક દિન બરફની પ્યાલીઓ લઈ સાથ ઊભાં'તાં
ખભા પર એકબીજાના જો રાખી હાથ ઊભાં'તાં.

વિવિધ આનંદની વાતો મહીં ગુલતાન થઈ ગ્યાં'તાં,
બધાં દુખ-દર્દ જાણે વિશ્વનાં આસાન થઈ ગ્યાં'તાં.

અચાનક શું તને સૂઝ્યું, હઠાવી હાથ તું મારો,
ઊભી રહી દૂર જઈને કેમ છોડી સાથ તું મારો.

સમજ મુજને પડી ના કે અચાનક કેમ રૂઠી ગઈ?
કે જાણે ટેવ મુજબ નિત્યની તું એમ રૂઠી ગઈ!

હજી સમજું, વિચારું ને હું તારી પાસ જ્યાં આવું,
પ્રલોભન કૈંક મીઠી વાતનું આપીને લલચાવું;

તે પ્હેલાં તેં નજર તારી અચાનક ફેરવી લીધી,–
ને મારા મુખ પરે પ્યાલી બરફની ઠેલવી દીધી.

સહજ છેડાઈને મેં પણ પછી એમ જ કરી લીધું,
બરફ-પાણીથી તારા ફ્રોકને મેં ભીંજવી દીધું.

અને મુજ માત પાસે તું ફરી અકળાઈ ચાલી ગઈ,
કરી ફરિયાદ મારા નામની છેડાઈ ચાલી ગઈ.



ખરે આવા પ્રસંગોના મન ખાટા પડી ગઈ'તી,
અને એના થકી તો પ્રેમથી આંખો લડી ગઈ'તી.

હવે એવા પ્રસંગોની કરું છું આજ હું યાદી,
ભલા થઈ ગઈ છે મારી જિંદગીની જ્યારે બરબાદી.

કરું છું યાદ જ્યારે એ સમે કંપી ઊઠું છું હું;—
ને ફૂટ્યા ભાગ્ય પર દિલમાં જ મારા સમસમું છું હું.

સમયના ચક્રમાં અટવાઈને કેવાં થયાં જુદાં !
જીવનભર શું મળી શકશું નહીં એવાં થયાં જુદાં !

ઘડી એ કાળ સમ કેવી અરે, મુજ ભાગ્ય આવી'તી !
કે જ્યારે તું અજબ અંદાઝથી મુજ પાસ આવી'તી !

પ્રથમ પગલું ય તેં ન્હોતું હજી દીધું જવાનીમાં,
છતાં દીસતી, પ્રવેશી હોય તે લીધું જવાનીમાં.

કે પ્હેલીવાર તારી આંખમાં લજ્જા હતી દીસતી,
પ્રણય સામે જવાનીની અજબ માત્રા હતી દીસતી.

શરમના શેરડા તરતા હતા, લોચન ફરી ગ્યાં'તાં;
અનોખાં કૈંક તારા રૂપનાં દર્શન ફરી ગ્યાં'તાં.

છતાં સમજી શક્યો ના હોય, હું તારાં પરિવર્તન !
પરિવર્તન નહીં વરતી શક્યાં એ મુગ્ધ મુજ લોચન !

પ્રણય સામે જવાનીને અદબ કરવી નથી ગમતી,
પ્રણયની વંદના વિણ રૂપની આંખો નથી રમતી.

પરન્તુ એ સમે એનો મને ના ખ્યાલ કંઈ આવ્યો,
ઊભરતો રોજ હૈયામાં હતો એ પ્યાર કંઈ આવ્યો.



અને આવેશમાં આવી તને ચૂમી ભરી લીધી,
તડપતી વીજળી જેવી તને વ્યાકૂળ કરી દીધી.

અરે, મેં એમ તો કંઈ વાર તારા ગાલ ચૂમ્યા'તા,
મિલાવી હોઠથી હોઠો ઉભય કંઈ વાર ઝૂમ્યાં'તાં

ન જાણે તે છતાં તે વાર તુજ આંખો ફરી ગઈ કાં ?
ન હું સમજી શક્યો, ફરિયાદ એવી એ કરી ગઈ કાં ?

તું મારો હાથ તરછોડી જુદા અંદાઝથી બોલી:
કે, 'મૂહિબૂણ્ ઘેલછા ના કર' રહી શબ્દો હરેક્ તોલી:

'હવે તારી મને આ રીતભાતો કંઈ નથી ગમતી,
પજવણી નિત્યની તારી હવે જીરવી નથી શકતી.

વધુ સારું, ઉભયનાં તું જીવનનાં વ્હેણ સમજી લે,
હવે તું છોડ તુજ નાદાનિયત્ મુજ ક્હેણ સમજી લે.

પછી તું દોષ ના દેજે યદિ જો સાથ છોડી દઉં,
સમયનાં વ્હેણની સાથે કદી તુજ પ્રીત તોડી દઉં.'

ન હું સમજી શક્યો કૈં યે અરે આવી અજબ વાતો,
મને ના લેશ સમજાઈ અરે, તારી અજબ વાતો !

અને જાણ્યે અજાણ્યે થઈ ગયું અટ્ટહાસ્ય મારાથી,
થયું અપમાન પણ તારું અને તુજ પ્રાણ-પ્યારાથી.

અહંભાવે જવાનીના તને સ્હેવા ન કંઈ દીધું;
ભલે ને બાળપણમાં મ રું વર્તન તેં સહી લીધું.

—ને તરછોડી મને એ વાર તું છેડાઈ ચાલી ગઈ,
કે છૂટી નાગણી, મુજ અંકથી વળ ખાઈ ચાલી ગઈ.





અશ્રુદૃષ્ટિ થતાં તારી, જીવનમાં આગ લાગી ગઈ; કે જાણે વીજળી તૂટી, સદનમાં આગ લાગી ગઈ.

અદ્રષ્ટિ થતાં તારી, જીવનમાં આગ લાગી ગઈ;
કે જાણે વીજળી તૂટી, સદનમાં આગ લાગી ગઈ.

સમજતો'તો તને મુજ પ્યાર ખેંચી લાવશે પાછી,
ઘડી કે બે ઘડીભરમાં ફરી તું આવશે પાછી.

મિલન–આનંદની વાતો મહીં તું લુપ્ત થઈ જાશે,
અને મારા હૃદયના સ્નેહથી તું તૃપ્ત થઈ જાશે.

પરન્તુ તું ન આવી, હું નહીં સમજાવવા આવ્યો;
કુસુમ હું પ્રેમના આપી નહીં બોલાવવા આવ્યો.

છતાં મુજ દિલ મહીં તુજ યાદ સળવળતી રહી હરદમ,—
ને મારી યાદમાં તું પણ પછી બળતી રહી હરદમ.

પછી ના ખેલવા નિકળ્યાં અરે, ઘરબ્હાર પણ કો દી,
ન તો નયનો મળ્યાં ના તો હસ્યાં પળવાર પણ કો દી.

પ્રમોદે એમ તો મુજને અરે કંઈ વાર સમજાવ્યો,
તને સમજાવવા માટે મને કંઈ વાર અકળાવ્યો:

'ઘણી યે વાર આવી છે ભલા તુજ પાસ તો આજે
ફક્ત એક્ વાર ચાલ્યો જા યદિ સમજાવવા કાજે.

અરે, ગર્વિષ્ઠ રૂપની જીદ ભૂલી જાય છે પાગલ!
પ્રણય તો રૂપ સામે નિત્ય ઝૂલી જાય છે પાગલ!

ન સમજે કેમ તું નાદાન! કંઈ તારી ભલાઈને?
ને લાવે ભાગ્યમાં તારા જ હાથે કાં બુરાઈને?'

છતાં જાણે કે મારા પગ મહીં બેડી પડી ગઈ'તી,
શરમ મુજ પાદને જાણે કે ધરતીથી જડી ગઈ'તી.



મેં ચાહ્યું તોય એના દ્વાર પર તારાં કદી ઊઠ્યા,
બને શું, જ્યાં સિતારાઓ હતા મુજ ભાગ્યના રૂઠ્યા!

હજી અઠવાડિયું એકાદ પણ વીત્યું નહીં જ્યાં, તો
કુટુમ્બની સાથ તુજ, તારે જવાની વાત થઈ ત્યાં તો.

સવારે એક દી સહુ સાથ તું તૈયાર થઈ ચાલી,
જવું ન્હોતું ભલે ગમતું છતાં લાચાર થઈ ચાલી.

તને સહુ મિત્ર ક્હેવા 'અલ્વિદા' ઘેરીને ઊભા'તા,
અને સહુ સ્મિત મુખ પર સુખ તણું વેરીને ઊભા'તા.

ભલા તારા જવા કે ના જવાનો ગમ હતો કોને?
જીવન-ઉલ્લાસનો નિજ, તોડવાનો દમ હતો કોને?

પછી ના કેમ હસતા સર્વ મળવાને તને આવે!
કરે ના કેમ સર્વે વાત કંઈ એવી, તને ફાવે!

અબુધ સમ તાકતો તુજને ફકત હું દૂર ઊભો'તો,
દબાવી દિલ મહીં ઇચ્છા અનેક મજબૂર ઊભો'તો.

ભલે હસતા મુખે તું સર્વથી વાતો કરી રહી'તી,
છતાં તુજ હાસ્યમાં એક દર્દની છાયા તરી રહી'તી;

અને તું મારી સામે તાકતી કંઈવાર રહી ગઈ'તી,
ઘડી તો શું, પળેપળ પેખવા વ્યાકૂળ તું થઈ'તી.

મને નીરખી રહી'તી તું નયન નિસ્તેજથી તારાં,-
ને પ્રેમાશ્રુની વરસી રહી હતી મુજ નેનથી ધારા.

અને અંતિમ ક્ષણે જ્યારે તું જઈ ગાડીમાં બેસી ગઈ,
તો ઘેરી દર્દની એક છાંય તુજ આંખોમાં પેસી ગઈ.



—ને ગાડી ચાલતાં વ્યાકૂળ થઈ અકળાઈ તું ચાલી,
છતાં મુજને નીરખતાં દર્દમય મલકાઈ તું ચાલી.

અને જાણ્યે અજાણ્યે પણ ઉભયના હાથ ઊંચા થ્યા,
કે કરવા આખરી એ ‘ અલ્‌વિદા ’ સંગાથ ઊંચા થ્યા.

ઝલક સંતોષની તુજ મુખ પરે ત્યારે ફરી ગઈ’તી
નહીં ભૂલું જે અંતિમ પ્રેમની દૃષ્ટિ કરી ગઈ’તી.

હું મારા પ્રેમની દુનિયાને જાતા દૂર જોતો ર’યો,
નજરથી દૂર થાતી જેમ ગઈ, હું હોશ ખોતો ર’યો.

ગઈ, મારા જીવનને છેહ તું આપીને ચાલી ગઈ!
જે દોરી સ્નેહની બાંધી હતી, કાપીને ચાલી ગઈ!

કે મારી કલ્પના રહી ગઈ બધી યે ઠોકરો ખાતી,
પ્રણયની ઊર્મિઓ રહી ગઈ બધી દિલમાં જ અકળાતી.

ફકત એક ઝંખના લઈને હવે દિલમાં હું બેઠો છું,
ભલે ગમગીન પણ દુનિયાની મ્હેફિલમાં હું બેઠો છું.

સુમન તારી જવાનીનાં કદી મુરઝાય તે પ્હેલાં,
કે તારા દેહની કાન્તિ અરે, ઝંખવાય તે પ્હેલાં;

તને એક્ વાર નીરખી લઉં કદી તારી જવાનીમાં
ફકત એ ઝંખના બાકી રહી છે જિંદગાનીમાં!

જુલાઈ ૧૯૫૨



# મૃત આરઝૂ

વિતાવ્યા'તા જે એની સાથ દિવસો યાદ આવે છે,
હજી રડતાં નયન થાકયાં નથી અશ્રુ વહાવે છે.

મઢીને અશ્રુ–મૌક્તિકોથી રાખ્યાં છે સ્મરણ એનાં,
ધર્યા'તાં ઊર્મિઓનાં પુષ્પ મેં એક્ દી ચરણ જેનાં.

કે એની સાથ મેં ચાહતભર્યા દિવસો વિતાવ્યા'તા,
હૃદયમાં એની ચાહતના મેં અરમાનો વસાવ્યા'તા.

કે જેનાં ચર્ણને ચૂમતી જવાની ગીત ગાતી'તી,
મને નિત્ એની દિલમાં છાની છાની પ્રીત થાતી'તી.

કમળના ફૂલ સમ એનું હતું હસતું વદન પ્યારું,
નજરને ખૂબ ગમતું'તું અરે, એનું વદન પ્યારું.

નિશા પણ શ્યામ એના કેશ પર થાતી'તી ન્યોચ્છાવર,
વસંતો આવતી ઉપવન મહીં એના ઇશારા પર.

ગુલાબી ગાલ પર એના ધવલ પરીઓ સદા રમતી,
વદનની સ્મિત–રેખાઓ કિરણ–ધારા સમી હસતી.

ઘટાઓ ડૂબતી જાણે કે એનાં શ્યામ લોચનમાં,
હજારો વીજળીઓ પણ તડપતી નેન–નર્તનમાં.

કે એનું હાસ્ય પેખીને ચમનનાં ફૂલ શરમાતાં,
વદનના તેજ સામે તારકોનાં તેજ ઝંખવાતાં.

કરીને કેટલું એના કરું હું રૂપનું વર્ણન ?
મને દુર્લભ થયાં છે આજ એના રૂપનાં દર્શન.



તો સાંભળ મિત્ર ! મારા પ્રેમની કથની જરા સાંભળ,
તૂટેલા એક ઉર–આક્રંદની છે એ સદા, સાંભળ.

શ્રવણ કરવા ચહે છે તો પ્રથમ તુજ દિલને થામી લે,
ભલે તું આજ મારી જિંદગીનો ભેદ પામી લે.

સમયની વાત છે કે, જે સમય આવી ગયો ચાલી,
દિવસ બે મુજ જવાનીને જે બ્હેલાવી ગયો ચાલી.

હવે ક્યાં એ પ્રથમનાં આશ ને ઉલ્લાસ બાકી છે ?
હવે તો વેદના, એકાંત મારા નિત્ય–સાથી છે !

જવાની છે છતાં જાણે નથી કંઈ દમમાં દમ બાકી,
ગયા ઉલ્લાસ જીવનના, રહ્યા છે રંજ–ગમ બાકી.

હૃદયના તાર પર હું છેડતો'તો પ્રીતની સરગમ,
મરેલી આરઝૂઓ પર કરું છું આજ હું માતમ.

કદી યે જિંદગીમાં મેં રુદન ન્હોતું કરી જાણ્યું,
જવાનીના ઉમંગોમાં જીવન નિશદિન હતું માણ્યું.

જવાની, ભરજવાનીમાં થયા શા હાલ મારા છે !
તમાચા મારીને રાખ્યા મેં મારા ગાલ રાતા છે.

તને હું શું કહું, હે મિત્ર ! મારા પ્રેમની વાતો,
કે વેરાઈ જવાનીની ગઈ છે ચાંદની રાતો.

ઊછળતું લોહી ને દિવસો હતા ઊગતી જવાનીના,
હતું કોલેજનું જીવન અને દિન શાદમાનીના.

વહેતા કોઈ ઝરણા સમ હતું વ્હેતું જીવન મારું,
તરંગો, કલ્પનામાં રાચતું'તું નિત્ય મન મારું.



વદન પર નિત્ય મારા સ્મિત મીઠું તરવરી રહેતું,
અને જાણ્યે અજાણ્યે કૈંકનાં હૈયાં હરી લેતું.

અરે, કોલેજનું જીવન! હતો વસવાટ જન્નતમાં,
ગુજરતાં'તાં દિવસ ને રાત મીઠી કોઈ લિજ્જતમાં.

કદી સાથે મળી સહુ મિત્ર જાતા સ્હેલ કરવાને,
કદી તખ્તેશ્વર કે પાર્કમાં જાતા'તા ફરવાને.

મીઠી દૃષ્ટિ કરી લેતા કદી કો કોમળાંગી પર,
ભરી એક આહ લેતા જોઈ મુખડું કોઈનું મનહર.

સીને-સૃષ્ટિના કોઈ તારલાની વાત પણ કરતા,
અદા પર તારિકાની થઈ ફિદા ઘેલા બની ફરતા.

કદી ડૂબી જતા'તા 'બર્ક' ને 'શેલી'ની ચર્ચામાં,
પરોવી નેન લેતા'તા કદી 'શે'ની ય ગાથામાં.

મને આકર્ષતી કિન્તુ એ વાતો સાગરો-મયની,
કે ખુશરોની મયેનોશી ને ખય્યામી સુરાલયની.

મધુરા ગુંજતા દિલમાં ઘણા શે'રો વસી જાતા,
કિનારે આબે-રૂકનાબાદનાં દૃશ્યો ગમી જાતાં.

સમરકંદો બુખારાને કરી દીધાં'તાં ન્યોચ્છાવર,
વદન પર સોહિણીના ઓપતા જે શ્યામ એક તલ પર.

—ને હાફિઝના કવનના રંગમાં રંગાઈ હું ગ્યો'તો,
પ્રણય-રંગીનીઓમાં લુપ્ત થઈ બદલાઈ હું ગ્યો'તો.

નજર પણ એ સમે કોઈની દૃષ્ટિથી મળી ગઈ'તી,
પ્રણયની મીઠી ઊર્મિઓ ય હૈયામાં વસી ગઈ'તી.



ભલે એના ઘરે હું એમ તો કંઈ વાર જાતો'તો,
કે એની પ્રીત, મમતા પાસ થઈ લાચાર જાતો'તો.

અજબ એવાં મળી ગયાં'તાં નયન પ્હેલા પરિચયમાં,
જવાની ઝૂણતી હો એમ જાણે ગીતની લયમાં.

જબાંથી જો કે ત્યારે પ્રીતની વાણી વદ્યાં ન્હોતાં,
હૃદય જખ્મી થયાં ન્હોતાં, નજરના ઘા ઝીલ્યા ન્હોતા.

ઉભય કરતાં રહ્યાં'તાં એમ તો નિત્યે પ્રણય ઉરમાં,–
ને રાખી'તી સમાવી પ્રીતની વાચા ઉભય ઉરમાં.

જો એકાંતે મળી જાતાં તો અકળામણ અનુભવતાં,
ઉભય ત્યાં મૌન થઈ જાતાં, ન ખાલી વાત પણ કરતાં.

સમય એ પણ ગયો ચાલી, હૃદયનું મૌન પણ તૂટ્યું;
મળી ગઈ પ્રેમને વાચા ને મૂગું આચરણ છૂટ્યું.

સમી સંધ્યાએ જ્યારે એક દી એના ઘરે પ્હોંચ્યો,
લુંટાવાને જીવન-સર્વસ્વ જાણે હું ખરે પ્હોંચ્યો.

ન દેખી કોઈને પ્હોંચ્યો જઈ એના હું કમરામાં,
ઘડી બે ચાર મીઠી વાત્ થઈ જાશે એ આશામાં.

હતું એ દૃશ્ય કેવું! કે નિગાહો સ્તબ્ધ જોતાં થઈ!
અચાનક મુજને દેખી કેમ એ પણ બ્હાવરી થઈ ગઈ!

પલંગે મુગ્ધ બેઠી'તી હતા આચાર કંઈ નોખા,
જવાનીએ સજ્યા'તા રૂપના શણગાર કંઈ નોખા.

શરીરે શોભતાં'તાં વસ્ત્ર આછાં શ્વેત મલમલનાં,
અઢેલી ઓશીકે બેઠી હતી એ લાલ મખમલના,–



ને સામે રેડિયો પરથી મધુરાં ગીત વ્હેતાં'તાં,
સરોદો ગુંજતા'તા સ્નેહના મનમીત વ્હેતા'તા.

અટૂલું રૂપ જાણે કલ્પનામાં ચૂર બેઠું'તું,
તડપતું સ્નેહધારા વિણ ખરે મજબૂર બેઠું'તું.

છતાં જોતાં મને સામે ન જાણે કેમ કંપી ગઈ,
નજરની નાગણીઓ હોય જાણે દિલને ડંખી ગઈ.

ફરી એક્ વાર જ્યારે બેઉની દૃષ્ટિ મળી ગઈ જ્યાં,
હૃદય–વચ્ચે ઉભયનાં પ્રીતની સિન્ધુ ઢળી ગઈ ત્યાં.

અધર પર એક મીઠું સ્મિત એના તરવરી ઊઠ્યું,
પરમ સંતોષથી એનું વદન જાણે હસી ઊઠ્યું.

અમી પાતાં અને પીતાં નયનથી, તૃપ્ત એ થઈ ગઈ;
પછી તો ગોદમાં મારી લપાઈ મસ્ત એ થઈ ગઈ!

પછી શું પૂછવાનું હો! ઉભયની પ્રેમ–મસ્તીનું!
નયન–મખમૂરથી એનાં, કરી તે મય–પરસ્તીનું!

પછી તો વીતવા લાગ્યા બધા દિન શાદમાનીમાં,
રહી છે એક એની યાદ બસ આજે નિશાનીમાં.

ઘણી વેળા સમી સાંજે ઉભય જઈ બાગમાં ફરતાં,
છુપાઈ ઝાડના કો ઝૂંડમાં છાનાં પ્રણય કરતાં.

–ને હરિયાળીમાં બેસી પ્રીતની વાતો કરી લેતાં,
ઉભય એવી અનેક્ મીઠી મુલાકાતો કરી લેતાં.

કદી તખ્તેશ્વર જઈ બેસતાં કો ચાંદની રાતે,–
ને ગણતાં'તાં સિતારા દોડતા વાદળની સંગાતે.



અધખધ ચાંદનીને ફેંકતી ચંદા સરી જાતી,
અનુપમ દૃશ્ય સર્જાતું, ધરા આનંદથી ન્હાતી.

અમે એ દૃશ્ય જોતાં મુગ્ધ થઈ, અંતરમાં હરખાતાં;
ઉભયનાં નેનથી ત્યાં નીર હર્ષાશ્રુનાં છલકાતાં.

હજી વર્ષાના દિવસો યાદ આવી જાય છે મુજને,
કરું છું યાદ, દિલમાં દર્દ છાનું થાય છે મુજને.

ચમકતી વીજળી કરતી ગજબ નભમાં ઇશારાઓ,
ગરજતાં શ્યામ વાદળ ને વરસતી નીર-ધારાઓ.

કે એવામાં અમે ક્યારેક ઘરથી સંચરી જાતાં,
વિહરતાં, મેઘ-વર્ષામાં ભીંજાતાં, નીતરી જાતાં.

ઉભય લઈ હાથમાં હાથો, ને અથડાતાં પડી જાતાં;
અને નજદીકની એ ટેકરીઓ પર ચઢી જાતાં.

અમે આરામથી જઈ બેસતાં ત્યાં કોઈ પથ્થર પર,
નજરને ફેંકતાં ને મુગ્ધ થાતાં દૃશ્ય મનહર પર.

–અને કૉલેજના રસ્તે અમે ચાલ્યાં જતાં કો દી,
નગરથી દૂર એકાંતે જઈને બેસતાં કો દી.

પ્રણયની વાત એ મીઠી અમે બેસી કરી લેતાં,
અને બન્ને પરમ ઉલ્લાસથી હૈયું ભરી લેતાં.

અનિલની મંદ લહેરીએ હૃદયના તાર ઝણઝણતા,
ગગનથી આછાં મરકલડાં સમાં ફોરાંઓ ઝરમરતાં.

હવે ક્યાં એ અનિલ-લહેરી ? અને ક્યાં મેઘલી રાતો ?
હવે વર્ષાના એ દી ક્યાં ? અને ક્યાં એ મુલાકાતો ?



રહ્યાં છે ફક્ત જીવનમાં હવે એનાં સ્મરણ બાકી,
હૃદય પર ફક્ત ગમગીની તણાં છે આવરણ બાકી.

અકાળે પણ કદી દિવસો એ જીવનના ન ભુલાશે,
નયનનાં મૌક્તિકો એનાં સ્મરણમાં નિત્ય લુંટાશે.

*

શમી ગઈ યુદ્ધની ઝંઝા થયાં જગમાં પરિવર્તન,
પરાધીન દેશમાં આઝાદીનાં પુનઃ થયાં દર્શન.

થયું ત્યારે જગત-પટ પર નૂતન એક રાષ્ટ્રનું સર્જન,
અને એણે જગાવ્યાં કૈંક હૈયાંમાં નવાં મંથન.

કે સંજોગોને આધીન થઈ વતનથી દૂર હું ચાલ્યો,
જવું ગમતું ન'તું તો પણ થઈ મજબૂર હું ચાલ્યો.

કે સંવેદન અનુભવતાં અમે નોખાં થયાં જ્યારે,
મને આશિષમાં એનાં મળ્યાં'તાં અશ્રુઓ ત્યારે.

હજી પણ યાદ છે એની મને અશ્રુ-ભરી આંખો,
ન જવાને મને કહેતી હતી જે કરગરી આંખો.

છતાં હું સાંત્વન દેતો હૃદયથી ચૂર થઈ ચાલ્યો,
હજારો ગાઉની મંઝિલ પરે મજબૂર થઈ ચાલ્યો.

વિરહની આગમાં બળતા હૃદયને ચેન ના પડતું,
પળેપળ યાદમાં એની હૃદય મારું સદા બળતું.

હું એકાંતે જઈને બેસતો, એને સ્મરી લેતો;
હૃદયના સાંત્વન કાજે કવિતાઓ કરી લેતો.

સમયનાં વ્હેણમાં એનું કરી લેતો કદી મંથન,
કરી લેતો કદી હું કલ્પના-સૃષ્ટિ મહીં દર્શન.





સમયનાં વ્હેણમાં એનું કરી લેતો કદી મંથન,–કરી લેતો કદી હું કલ્પના–સૃષ્ટિ મહીં દર્શન.

રુદન હૈયે સમાતું ના, અને નયનોમાં છલકાતું,
પછી આક્રંદ એ મારું કવન રૂપે વહી ગાતું

જીવનનું ચિત્ર શબ્દોમાં કદી અંકાઈ પણ જાતું,-
ને એના પત્રમાં ક્યારેક આલેખાઈ પણ જાતું.

'જડાઈ તુજ હૃદય સાથે ચિરંજીવ એક સ્મૃતિ હું છું?
કે આલેખાઈ તુજ હૈયે વ્યથાની આકૃતિ હું છું?'

અને લખતો કદીઃ 'તારી અદાઓ યાદ આવે છે,
મદિરા-પૂર એ તારી હયાઓ યાદ આવે છે.

સ્મરણ તારાં ચહું તો યે નથી હું વિસ્મરી શકતો,
જીવનના અર્ણવે તુજ વિણ નથી એકલ તરી શકતો.'

મને એ પણ કદી લખતીઃ 'તમે છો પ્રાણથી પ્યારા,
તમે છો હાર હૈયાના અને મુજ નેનના તારા.'

કદી એ પ્રેમ-પત્રોથી હૃદયને સાંત્વન મળતું,
કદી ઉર-હાસ્ય કે ઉરનું કદી મૂગું રુદન મળતું.

કદી એકાંતમાં એની છબીથી વાત પણ કરતો,-
ને કો દી તારલા ગણતો, નિસાસા આહ પણ ભરતો.

કદી જઈ બેસતો'તો રાત્રિએ સાગર-કિનારા પર,
અને અંધકારમાં પણ ઝાંખતો એનું વદન મનહર;

ને કુદરતની નીરવતામાં પ્રણયના નાદ હું ભરતો,
કે શ્વાસોચ્છ્વાસમાં મુજ નિત્ય એની યાદ હું ભરતો.

વ્યથા, દુખ, દર્દને સહેતા થયું રે, ચૂર મારું દિલ,
ખરે એની જુદાઈમાં જીવન મારું થયું મુશ્કિલ.



ખુદાનો પાડ કે ભારત કદી જાવાનું ચે બનતું,
અને એને દિવસ દસબાર પણ મળવાનું ચે બનતું.

ઉભયને સાંત્વન મળતું મિલનની એ જ આશામાં,
થશું ચિરકાળ ભેગાં એક દિન, બસ એ જ શ્રદ્ધામાં.

ઉભયની જિંદગી કિન્તુ અરે, રૂંધાઈને રહી ગઈ!
સમયના ચક્રમાં એ આખરે પીસાઈને રહી ગઈ!

પ્રણય નિર્દોષ, દ્વેષી વિશ્વ ના દેખી શક્યું શાને?
મિલન–આનંદ બે દિલનો નહીં પેખી શક્યું શાને?

સિતમ–વર્ષા મહીં શાને ઉભયને આવરી લીધાં?
અમીના કૂપ ઢોળી વિષના પ્યાલા ભરી દીધા!

નથી સમજાતું જગને શી અદેખાઈ પ્રણયથી છે!
જમાનાને આ કેવો દ્વેષ આદર ને વિનયથી છે!

કે એના લગ્નની મારા ઉપર કંકોતરી આવી,
હૃદયના બંધ તોડીને ગઈ મુજ નેન છલકાવી.

અને મારા હૃદયથી એક ત્યારે ચીસ ઊઠી ગઈઃ
કે, 'મારી પ્રાણપ્યારી કેમ તું મારાથી રૂઠી ગઈ?

ઉભયની એ મધુરી તું મુલાકાતો ભૂલી ગઈ શું?
પરસ્પરને દીધી'તી દિલની સોગાતો, ભૂલી ગઈ શું?

બગાવત તું ખરે જો વિશ્વથી ન્હોતી કરી શકતી,
પછી કાં વ્યર્થ મારા પ્રેમના શ્વાસો હતી ભરતી?

ખરે, જો વિશ્વથી તારે હતું આમ જ ડરી જાવું,
પ્રણયથી તો હૃદય મારું ખચીત્ ન્હોતું ભરી જાવું!



મિલાવી નેન તેં મારું જિગર નાશાદ કાં કીધું?
ઘડીભર ખેલવું'તું તો જીવન બરબાદ કાં કીધું?

કદી તારી અલકલટમાં હૃદય નિર્ભય બની રહેતે,—
ને તારા કેશની છાંયે જીવન પણ થનગની રહેતે.

હવે કિન્તુ, સૂરજ મુજ ભાગ્યનો ક્યાંની ઉદય પામે?
નિરાશાનાં તિમિરો જિંદગીથી શું વિલય પામે?'

ઊઠ્યા ચીત્કાર દિલથી મિત્ર! પણ દિલમાં સમાવ્યા મેં,
હૃદય–પોકાર મારા એ નહીં એને જણાવ્યા મેં.

કે એને પત્રમાં મેં લગ્નની આશિષ એ આપી,
ઉત્તાલાનતા ભલે મારા હૃદયમાં ગઈ હતી વ્યાપી.

'ખુશી છું કે તને જીવન મહીં ચાહત મળી જાયે,
અવરની ગોદમાં પણ જો તને રાહત મળી જાયે.

ન મારો ખ્યાલ પણ કરજે, હમેશાં શાદ થઈ રહેજે,
પ્રફુલ્લિત રાખજે નિત્ મન અને આબાદ થઈ રહેજે.

જીવન નિર્ભર છે જેના પર કસમ તુજને એ ચાહતના,
નયનથી જે ઉભય–વચ્ચે થઈ'તી એ ઇશારતના.

તને મુજ યાદ આપી જાય જો તારા ગગન કેરા,
તને ડંસે મધુ પુષ્પો કદી તારા શયન કેરાં;

છતાં મુજ યાદમાં ક્યારેય અશ્રુપાત ના કરજે,
હૃદયમાં તું વલોપાતો કે ઝંઝાવાત ના ભરજે.

ભૂલી જાજે, રૂપેરી ચાંદની રાતો, ભૂલી જાજે!
પરસ્પર પ્રેમની દીધી'તી સોગાતો, ભૂલી જાજે!



સદા રહેજે મને તારા સ્મરણપટથી ભુંસાવીને,
વસાવી જો શકે, રહેજે નવી દુનિયા વસાવીને.

પ્રણયમાં એક દુઃખી દિલની તને આશિષ છે મારી,
ખુશી–આનંદમાં ગુજરે હમેશાં જિંદગી તારી'.

ચહું છું મિત્ર! કે એને હવે ના યાદ મુજ આવે,
ન એની પાંપણોને યાદ મારી આવી ભિંજાવે.

શીતળ એ ચાંદની રાતો ન દિલમાં આગ સળગાવે,
વસંત કે મેઘ–વર્ષા પણ ન એના દિલને તડપાવે.

ન એને યાદ મુજ આવે, ન એને યાદ કો આપે,
ન એની જિંદગીમાં ખિન્નતાની છાંય પણ વ્યાપે.

ઑગસ્ટ ૧૯૫૨





# ટિપ્પણ

**પગથારે :** (પૃ. ૨) સમીરણ–પવન. મત્તસૌરભ–મદભરી સુગંધ.

**ખબર ન્હોતી !** (પૃ. ૩–૫) કંદરાઓ–ગુફાઓ. વીજનર્તનમાં–વીજળીના નૃત્યમાં. વિષમચરણ ધ્રુવપદનો એક પ્રયોગ.

**પ્રણયઘેલાં :** (પૃ. ૬–૧૬) : નઝમ : ચાહતની–પ્રેમની. નૂપુરના–ઝાંઝરના. અરુણ–સૂર્ય. ઉત્સુક નયનની–અધીરાં નયનની. મુગ્ધાને–જેણે તુરતમાં જ યુવાનીમાં પ્રવેશ કર્યો છે એવી નવયૌવનાને. અજંપો–અશાંતિ. મનમીત–મનનો મિત્ર; પ્રિયપાત્ર. આ શબ્દ અન્યત્ર ઘણે સ્થળે વપરાયો છે પણ તે શરતચૂકથી 'મનોરથ'ના અર્થમાં. સ્વપન–સ્વપ્ન. પામાર–પામર. અશ્રુ-સ્વાતી–અશ્રુવહન. મધુ–મધુર; મિષ્ટ. દુષ્કર–મુશ્કેલ. મનીષા–ઇચ્છા. અંગડાઈ–આળસ મરડવી. નિશા–રાત્રિ. શશિયર–ચંદ્ર. ગૌર–ગોરાં. સ્પંદનમાં–કંપમાં. અંકમાં–ગોદમાં. તંદ્રા–ઘેન.

**સાકીને :** (પૃ. ૧૭) : મુસદ્દસ : નિસાર–ન્યોછાવર. ખુમાર–મદ. બહાર–વસંત. શબાબ–યુવાની. મયકદાઓ–સુરાલયો. શાદમાની–ખુશાલી; ખુશી. સુહાની–સોહામણી. તાબ–ધીરજ.

**મિલનરાત :** (પૃ. ૧૮–૧૯) : ગીત : મહેતાબ–ચંદ્ર. વસ્લનું જન્નત–મિલનનું સ્વર્ગ. ના૦ દવેના, 'રજા ત્યારે હવે દિલબર...' કાવ્યનું અનુસરણ.

**ઉપેક્ષિતનો સંકલ્પ :** અનાદર પામેલાનો નિશ્ચય : (પૃ. ૨૦–૨૨) : મુસદ્દસ : ખુદ્દાર–સ્વમાની. અર્ણવ–સાગર. મયકશ–શરાબી. મય–શરાબ. કઝા–મૃત્યુ. લતાફત–મઝા; આનંદ. આન–ગૌરવ.

**તારો ખર્યો... :** (પૃ. ૨૩–૨૪) : નઝમ : તનહાઈ–એકાંત. માનવી-અંજામનો–માનવીના અંતનો; મૃત્યુનો. ફનાનો–તબાહીનો; ખુવારીનો. ફાની–નાશવંત. નાજ–ગર્વ. સાજ–શણગાર.

**વેણીનાં ફૂલ :** પૃ. ૨૫–૪૦ : ગીતવિભાગ.

આ વિભાગમાંની બધી કૃતિઓ નારીહૃદયના ભાવો વ્યક્ત કરનારી છે.

**પ્રિયતમ** અને **તારી યાદમાં,** એ કૃતિઓ અનુક્રમે, નઝમ અને મુસદ્દસ છે. એ સિવાયની રચનાઓ ગીત અને તે કોટિની છે.

(પૃ. ૨૫) દામ્પત્યે–દંપતીમાં; વરવહુના સંબંધમાં.

**જીવનનૈયા :** (પૃ. ૨૭) ઉત્સંગે–ખોળે.

**એક તારો :** (પૃ. ૩૧) તિખારો–તણખો.

**મનીષા :** (પૃ. ૩૨) ઊડે જયમ સારસી સારસના સંગમાં–સારસી ના જેવા સ્નેહાળ પંખીણી જેમ સારસ પંખી સાથે ઊડે.

**કોયલને :** (પૃ. ૩૩–૩૪) માઝમરાતો–મધરાતો.

**મુક્ત પંખીડાં :** (પૃ. ૩૬) પતવારે–સુકાને.

**નયનવારા :** (પૃ. ૪૦ (ક)–૭૪) મુખમ્મસ–મુસદ્દસવિભાગ

આ વિભાગની પાંચ પાંચ પંક્તિજૂથની કૃતિઓ મુખમ્મસ છે, છ છ પંક્તિજૂથની મુસદ્દસ.

**પ્રથમ પરિચય :** (પૃ. ૪૦–ખ) વાર–પ્રહાર. મજબૂર–લાચાર. દુપટ્ટામાં–બેસમાં. હૂર–અપ્સરા. સરખાવો આ કાવ્ય સાથે મૃત આરઝૂ નઝમનો પૃ. ૧૬૧–'૬૨ પરનો ૩૯થી ૪૮મી કડીનો ભાગ.

**તારું આગમન :** (પૃ. ૪૧–૪૨) બેદર્દ–દર્દ વિનાનું. બેદાદ–'જુલ્મ'ના અર્થમાં વપરાયો છે. જહાંદારી–દુનિયાદારી; દુનિયાનો વ્યવહાર.

**તસ્વીર :** (પૃ. ૪૪–૪૫) શાદ–ખુશ. અનિમિષ–એકીટસે; ટગર ટગર. તદ્દબીર–યુક્તિ.

**લાચાર બેસું છું :** (પૃ. ૪૬–૪૭) ગમખાર–સહિષ્ણુ. બેજાર–વ્યાકુળ. હયાઓ–હયા=શરમ-નું બહુવચન. રફતાર–ચાલ. આજાર–દુઃખ; તકલીફ. દુશ્વાર–મુશ્કેલ. અવિરત યંત્ર સમ દિલમાં લઈ ધબકાર બેસું છું–સતત ચાલતા યંત્ર પેઠે હૃદયમાં એકધારો ધબકાર લઈને બેસું છું.

**તમો વિણ... :** (પૃ. ૪૮) ઘરારા–સ્ત્રીને પહેરવાની એક પ્રકારની સુરવાળ; પાયજામો. મુખ્યત્વે પંજાબી સ્ત્રીઓ પહેરે છે.

**મુબારક ! :** (પૃ. ૪૯–૫૦) મૌજે–મોજાં. આ રંગી ફિઝાઓના દિલકશ નઝારો–આ રંગભર્યા વાતાવરણનાં મનહર દૃશ્યો. રિમઝિમ–વર્ષાની ફરફર. યારી–દોસ્તી. આહોજારી–હાયવિલાપ.

**વીતેલા કાળની વાતો :** (પૃ. ૫૧–૫૨) પ્રેમ-ઉધમાતો–પ્રેમની મસ્તી, તોફાન. નાશાદ–દુખી; ગમગીન. બેખુદીમાં–બેહોશીમાં; નિર્ભાનતામાં. દમું છું–પીઉં છું. શયદા–દીવાનો; આશક.

**યાદ આવે છે ! :** (પૃ. ૫૩–૫૪) જ્યોત્સ્ના–ચાંદની. બેદાદ–દાદ-ફરિયાદ નહીં સાંભળે એવું.

**તારી યાદ :** (પૃ. ૫૫–૫૭) દેદીપ્ય–ઝગઝગતી. મૃદુવાણી–મધુરવાણી. ગુલતાન–મશગૂલ; તલ્લીન.

**આપ જાણો :** (પૃ. ૬૦–૬૧) ચમન–ઉપવન. વારિ–જળ. સાન્નિધ્યે–પાસે.

**ન વિસરાય... :** (પૃ. ૬૨–૬૩) વિલય–નાશ. રંગીન સમય–ખુશી-આનંદનો સમય. કૃતકૃત્ય કરી દેતો એ પ્યાર શકુ ભૂલી ?–મારું જીવનકાર્ય સંપૂર્ણ સફળ થયું છે એવો પરમ સંતોષ આપતો તારો એ પ્યાર ભૂલી શકું ?

**શાને ? :** (પૃ. ૬૫) ઉલ્ફતનું–પ્રેમનું. સદાઓ-સદા=સાદ; અવાજ-નું બહુવચન.

**સ્મરણપટથી મિટાવી દે :** (પૃ. ૬૬–૬૭) રંજૂર–ગમગીન; ઉદાસ.

**ભૂલી જા :** (પૃ. ૬૮–૬૯) અલૌલિક–'અલૌકિક' જોઈએ.–અદ્ભુત. પ્રીતની સિન્ધુ–સ્નેહસરિતા.

**ભગ્નહૃદયને :** (પૃ. ૭૦–૭૧) કંટક–દામનને–કાંટાના પાલવને. મુરઝાઈ–કરમાઈ. શુદ્ધિ-પત્રકમાં સૂચવ્યા મુજબ આ કાવ્યની, પૃષ્ઠ ૭૧ પરની દસમી પંક્તિમાં ફેરફાર ન કરતાં આખી પંક્તિ આમ વાંચવી : બેદાદ ન બન, બેદાદ ન બન, 'સાલિક'નું જીવન બરબાદ ન કર.

**રઝળતું નહિ મળે... :** (પૃ. ૭૨–૭૪) સુબ્હના–સવારના. તરન્નુમ–એક વિશિષ્ટ પ્રકારની ગાન-શૈલી.

**સુરાલય :** પૃ. ૭૫–૧૨૦ : ગઝલવિભાગ.

(પૃ. ૭૫) તોબા કરી લઉં છું–હવે સુરાપાન નહીં કરું એવો સંકલ્પ કરું છું.

**શણગાર અશ્રુઓ છે ! :** (પૃ. ૭૭) બેદાર–જાગ્રત.

**આંખો :** (પૃ. ૭૮) બેકરાર–બેચેન; અશાંત.

**કેવાં વસી ગયાં છો ! :** (પૃ. ૭૯) અશ્કબાર–અશ્રુભરપુર. ગુબાર–ગોટેગોટા.

**પુરાણી એક યારી છે :** (પૃ. ૮૦) તું હિ તું–તું જ તું.

**શ્રદ્ધા :** (પૃ. ૮૫) આચાર–આચરણ; વર્તન.

**પ્યારી :** (પૃ. ૮૮) નલિની–કમળના છોડ જેવું.

**નાટક નથી :** (પૃ. ૮૯) રૂક્ષ–કઠોર. ચાતક–વરસાદનાં ટીપાં પીને જ રહેતું એક પક્ષી.

**પ્રેમની ગોવાલણી :** (પૃ. ૯૧) અબ્ધિનાં–સાગરનાં. તુંતુ–' તંતુ ' જોઈએ.–તાંતણા; તાર.

**પ્યારથી :** (પૃ. ૯૨) રુસ્વા—બદનામ.

**આવી નથી શકતો :** (પૃ. ૯૪) પ્હેલુંને—'પહલૂ' જોઈએ.—પડખાને.

**પથ્થર નથી :** (પૃ. ૯૯) આરઝૂઓ—ઈચ્છાઓ. પર—પાંખ.

**ઘટાઓ પણ રહી ઊઠી... :** (પૃ. ૧૦૧) સબક—બોધપાઠ.

**હસ્તી મિટાવું છું :** (પૃ. ૧૦૨) બૂતોની—મૂર્તિઓની. બુતપરસ્તીના—મૂર્તિપૂજાના.

**ન સમજાવી શક્યું કોઈ :** (પૃ. ૧૦૩) તજલ્લી તૂરની તારી નિગાહોમાં ઝળકતી'તી—તૂર નામના પર્વત પર હઝરત મૂસા (અ. સ.) ને ખુદાએ દર્શન આપ્યાં ત્યારે જે દિવ્યપ્રકાશ—ઇશ્વરી નૂર—ઝળકતો હતો એવો પ્રકાશ તારી નજરોમાં ઝળકતો હતો.

**તારું મનન કરે છે :** (પૃ. ૧૦૫) સૈયાદ—પારધી.

**કિનારા પર :** (પૃ. ૧૦૭) નાખુદા—સુકાની. દરદર—દરવાજે દરવાજે.

**દિલ :** (પૃ. ૧૦૯) અંગૂરદિલ—દ્રાક્ષ જેવું હૃદય. મખમૂર—ચકચૂર.

**થવાનું થઈ ગયું ! :** (પૃ. ૧૧૩) અલવિદાનું—વિદાયનું.

**એના જ વિચારો શા માટે ? :** (પૃ. ૧૧૫) મઝારો—કબરો, મકબરાઓ; રોઝાઓ. મયખાર—શરાબી.

**પ્રેમમય હર જિંદગાની હો ! :** (પૃ. ૧૧૯) જખાં—જીભ.

**ફોરાં :** પૃ. ૧૨૧—૧૪૬ : મુક્તકવિભાગ.

તાહિરી રુબાઇયાત : પૃ. ૧૨૩—૧૪૧ : જેમાંની ૩૮ રુબાઈ નયનધારાના પુરોગામી રુબાઈ-સંગ્રહ 'સંગમ'માં પ્રગટ થઈ હતી. કત્આત : પૃ. ૧૪૨—૧૪૬.

પૃ. ૧૨૧ : મેઘ-ફોરાં—વરસાદનાં ટીપાં.

**પરંપરા :** (પૃ. ૧૨૪) ખતાઓ—ભૂલો.

**હું હતભાગી :** (પૃ. ૧૨૪) ગમગીં—ગમગીન. સરખાવો આ રુબાઈ સાથે પૃ. પહેલા પરની તા૦ રુબાઈ, હું જ અભાગી ?, અને પૃ. ૮૭ પરની ગઝલનો છઠ્ઠો શેર.

**વાંછના :** (પૃ. ૧૨૪) વાંઝના—ઇચ્છા. જીવન-ઉત્કર્ષ—જીવનની ઉન્નતિ.

**હું ફૂલ જગબાગનું :** (પૃ. ૧૨૫) ગુલિસ્તાંનું—ઉપવનનું.

**બેઅસર :** (પૃ. ૧૨૮) તાસીર–અસર.

**બધું પ્રેમમય :** (પૃ. ૧૩૧) જાવેદાની–અમરતા.

**જેવું કિસ્મત :** (૧૩૨) શિકવા–ફરિયાદ. ગિલા–ઠપકો.

**મુબારક ! :** (૧૩૪) જાંફિસાની–પ્રાણાર્પણ.

**વિડંબના :** (૧૩૮) વિડંબના–ઉપહાસ.

**ડહાપણ સૂઝ્યું :** (પૃ. ૧૩૯) જઈફીમાં–વૃદ્ધાવસ્થામાં.

**માત્ર કફન :** (પૃ. ૧૪૦) ચંદ–થોડા.

**નહીં, નહીં ! :** (પૃ. ૧૪૧) રૂહ–આત્મા.

**ઉપમા :** (૧૪૨) હિલાલ–બીજનો ચંદ્ર; બીજરેખા. રૂખસાર–ગાલ. સુર્ખ–લાલ. મિસાલ–ઉપમા.

**કવિતા :** (૧૪૨) સવિતા–સૂર્ય.

**પ્રેરણા :** (પૃ. ૧૪૩) ખુદ–બ–ખુદ–આપોઆપ.

**ચિરવસંત :** (૧૪૪) ચિરવસંત–દીર્ઘાયુ વસંત. કરાર–આરામ; ચેન.

**સ્મૃતિરેખા :** ૧૪૭–૧૬૯ : નઝમવિભાગ

પૃ. ૧૪૭ : યુવામાં–યુવાનીમાં.

**એક જ ઝંખના :** (પૃ. ૧૫૮–૧૫૭) અંદાઝથી–છટાથી. અદબ કરવી–મર્યાદા જાળવવી. ખફાદૃષ્ટિ–ક્રોધની, ગુસ્સાની નજર. પ્રમોદે–એ નામના મિત્રે. દમ–શ્વાસ. દેહની કાન્તિ–શરીરનું તેજ.

**મૃત આરઝૂ :** મરેલી ઇચ્છા : (પૃ. ૧૪૮–૧૬૯) ધવલ–સફેદ. માતમ–શોક. 'બર્ક', 'શેલી', 'શા',–અંગ્રેજીના વિખ્યાત સાહિત્યકારો. તખ્તેશ્વર–ભાવનગરમાં આવેલું એનામનું મહાદેવનું દેરું અને તેની આસપાસનો રળિયામણો વિસ્તાર.

મને આકર્ષતી કિન્તુ એ વાતો સાગરો–મયની,<br>
કે ખુશરોની મયેનોશી ને ખય્યામી સુરાલયની.

પરન્તુ મને તો જામ અને શરાબની વાતો આકર્ષતી. ખાસ કરીને હિન્દમાં જન્મેલ ફારસીના વિખ્યાત કવિ ખુશરો અને વિખ્યાત ઇરાની કવિ ઉમર ખય્યામની શરાબ સંબંધી કવિતા–શાયરી.

મધુરા ગુંજતા દિલમાં ઘણાં શે'રો નસીમ્હતા,<br>
કિનારે–આબે રૂકનાબાદનાં દરયો ગમી જાતાં.

ફારસીના વિખ્યાત કવિ હાફિઝ શિરાઝીના ઘણા શેરો દિલમાં વસી જતા. ને એમાંના કોઈ શેરમાં આવતું રૂકનાબાદ નદીનું વર્ણન ખૂબ જ ગમતું.

મૂળ શેર :

બદેહ્ સાકી, મયે–બાકી કે દર જન્નત ન ખાહી યાફ્ત,
કિનારે–આબે રૂકનાબાદ્ ઓ ગુલગશ્તે મુસલ્લારા.

( હે સાકી, મને બાકીનો શરાબ પણ આપી દે. કારણ કે સ્વર્ગમાં રૂકનાબાદ નદીનો આ કિનારો અને મુસલ્લાના ગુલાબોથી છવાએલા રસ્તા નહીં મળે. )

રૂકનાબાદ–શિરાઝ શહેર નજીક વહેતી એ નામની નદી. મુસલ્લા–રૂકનાબાદ નદીને કિનારે આવેલી ઉપવનોવાળી જગા.

સમરકંદો બુખારાને કરી દીધાં'તાં ન્યોછાવર,
વદન પર સોહીણીના ઓપતા જે શ્યામ એક્ તલ પર.

હાફિઝ શિરાઝીનો એક જાણીતો શેર :

અગર આં તુર્કે–શિરાઝી બ દસ્ત્ આરદ્ દિલે મારા,
બ ખાલે હિન્દુઅશ બખ્શમ્ સમરકંદો બુખારારા

( શિરાઝની એ તુર્ક રમણી જો મારા હૈયાને હાથ કરી લે–જીતી લે–તો એના ગાલ પરના કાળા તલ પર સમરકંદ અને બુખારા (તુર્કસ્તાનનાં વિખ્યાત શહેરો) ન્યોછાવર કરી દઉં.)

–નો ઉલ્લેખ.

કમરામાં–ઓરડામાં. કોલેજના રસ્તે–ભાવનગરની સામળદાસ કોલેજના રસ્તે. આવરણ–આચ્છાદન. શમી ગઈ યુદ્ધની ઝંઝા–બીજા વિશ્વયુદ્ધનો ઝંઝાવાત શમી ગયો. થયું ત્યારે જગતપટ પર નૂતન એક્ રાષ્ટ્રનું સર્જન–ત્યારે વિશ્વ પર પાકિસ્તાન નામના એક નવા રાષ્ટ્રનું સર્જન થયું. વતનથી દૂર હું ચાલ્યો–જન્મભૂમિ ભાવનગર છોડીને દૂર દૂર ચાલ્યો. મદિરાપૂર–નશાથી છલોછલ; નશીલી. કૂપ–કૂપાઓ; એક પ્રકારના સુંદર ઘાટવાળા કાચના શીશાઓ. બગાવત–વિદ્રોહ. અલકલટમાં–લલાટ પર ઝૂલતી-ઝૂમતી વાંકડિયા વાળની લટમાં. મધુ પુષ્પો–શરાબી ફૂલો.

## ❑ મુકેશ જોષી

કાળમીંઢ પથ્થર પર માથું પછાડતાં
કોઈએ ખમ્મા કહ્યું જ નહીં હોય ?
લાગે છે, દરિયાને મા નહીં હોય.

નહીંતર શું કામ એ વાદળ બનીને
આભ મહીં આમ તેમ રખડે
'ક્યાંય મારી મા નથી' જાણ્યા પછી
એના ડૂસકાંઓ ઝાપટામાં દદડે
દરિયાને નહીં મળતી-માના આશીર્વાદે
આપણને ચોમાસું ઋતુ મળી હોય...
લાગે છે દરિયાને મા નહીં હોય

દૂધ નહીં પાણી પીવડાવી પીવડાવીને
મોટો કર્યો છે એને કોઈએ
રેતીને વળગીને રોજ કહે દરિયો :
આપણેય મા હોવી જોઈએ
સાસુનું દુઃખ નથી જાણીને નદીઓએ
એ બાજુ હોંશભેર દોટ મૂકી હોય...
લાગે છે, દરિયાને મા નહીં હોય



-

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' અંક નં. ૨૦૮માં સમાવિષ્ટ કાવ્યોનું વૈવિધ્ય આકર્ષી ગયું. જિજ્ઞેશ વાળા લાંબી બહેરવાળી ગઝલ, અમેરિકાસ્થિત કવિ આદિલ મન્સૂરીને સાંકળીને રમખાણગ્ર અમદાવાદને નીરૂપતી સંજુ વાળાની રચના, સોળ વર્ષની કન્યા વિશેનું સંદીપ ભાટિયાનું સું ગીત, અશરફ ડબાવાલાની ગઝલ ઇત્યાદિ કૃતિઓ ગમી. પણ મારી દૃષ્ટિએ સૌથી ' હૃદયસ્પર્શી રચના નીવડી કવિ હરિહર જોશીનું પૃથ્વી છંદમાં લખાયેલું સોનેટ - જેમાં ર રંગભૂમિમાં સ્ત્રીનું પાત્ર ભજવતા પુરુષ અદાકારની બેબસીને સુપેરે શબ્દાંકિત કરવામાં અ છે. આજના કવિતા-સાહિત્યમાં જ્યારે સોનેટ પ્રકારમાં બહુ જ ઓછી રચનાઓ લખાય ત્યારે કવિ વિશેષ અભિનંદનને પાત્ર છે.

**- અનંત પ**

